એક દુઃખી તરૂણીની હૃદયદ્રાવક આત્મકથા.

# કુલીનની કન્યા.

( પૂર્વાર્ધ. )

લેખક.

ભુલાખીરામ રણછોડ પંડયા.

મુ. ડાકોર.

પ્રકાશક

ત્રિભુવનદાસ દલપતરામ પટેલ.

શાહપુર વનમાળીવાંકાની પોળ—અમદાવાદ.

સોલ એજન્ટ:-

હરગોવનદાસ હરજીવનદાસ બુકસેલર.

૨૬૩૦, પાનકોર નાકા—અમદાવાદ.

આવૃત્તિ ૨ જી. પ્રત ૧૦૦૦.

સંવત ૧૯૭૫ સને ૧૯૧૯

કિંમત રૂ. ૦–૪–૦

અમદાવાદ શહાપુર વનમાળી વાંકાની પોળમાં હરિભાઈ દલપતરામે પોતાના "ગ્રન્થોદય" પ્રેસમાં છાપી.

## પ્રથમાવૃત્તિની પ્રસ્તાવના.

સુજ્ઞ વાંચક ! આ લઘુ પુસ્તક આજકાલ લખાતાં આશુક માશુકનાં **હાસ્ય** અને **શૃંગાર** રસથી છલકાતાં નોવેલો કે નાટકો જેવું, કે **વીર** અને **રૌદ્ર** રસથી ઉભરાતી ઐતિહાસિક કે પૈરાણિક કથા જેવું, અથવા મેફીલો અને ડંગલોમાં ગવાતા **તોરા** અને **કલગી**ના તાન ટપ્પાથી દીલ રંજીત થાય તેવું ત્હારા જોવામાં નહિં આવતાં કદાચ ત્હને નિરાશા ઉત્પન્ન થશે; પરંતુ આપણા આધુનિક ગૃહસંસારની સ્થિતીના સ્વાનુભવથી પ્રત્યક્ષ થતી ખામિયો દૂર કરી, ત્હેને સુધારવાની ઇચ્છાનો અંશ પણ જો ત્હારા હૃદયમાં હોય; તો આ નિર્દોષ તરૂણીની **કરૂણાત્મક** આત્મકથાનું આદ્યાન્ત પઠન કર; અને સેંકડો અરે હજારો કુસુમ કળિયો સમાન કુમળાં હૃદયનાં નિર્દોષ બાળ બાળિકાઓનાં આશાવંત જીવનનો વિધ્વંસ કરનાર **બાળલગ્ન, કન્યાવિક્રય**, **કજોડાં** અને મિથ્યા કુળાભિમાન રૂપ રાક્ષસોના સપાટામાંથી આપણી સમાજને મુક્ત કરવા કટિબદ્ધ થા; એજ અંતિમ હેતુને સિદ્ધ કરવા આવા લેખોને ઉત્તેજન આપી ત્હેને જનસમાજ સમક્ષ રજુ કરવા આપણા સર્વ જ્ઞાતિ હિતચિંતક અગ્રેસરો, અને શ્રીમંતોના અંતઃકરણમાં પ્રેરણા કરાવ, એજ આ પુસ્તક વાંચ્યાનું અને પ્રગટ થવાનું સાર્થક.

આ લઘુ કાવ્ય જનસમાજના કર કમળમાં રજુ કરવાનું સદ્ભાગ્ય હું જેમના વડે પામ્યો છું, અને જેમના સમાગમથી મ્હારા ગ્રામ્ય જીવનમાં પણ મ્હને કાવ્ય પીયુષનો આસ્વાદ પ્રાપ્ત થાય છે, અને મ્હારી અસંસ્કારિક વાણીને જેઓના પ્રતાપે કંઇ સંસ્કાર મળવા પામ્યા છે; તેમજ મ્હને સંસ્કૃત ભાષાનું બીલકુલ જ્ઞાન નહિં હોવા છતાં જેઓની સહાયથી **મહાકવિ શ્રી કાલિદાસ પ્રણિત "મેઘદૂત**

કાવ્ય" નું સમશ્લોકી ગુજરાતી ભાષાન્તર કરવા હું ભાગ્યશાળી થયો છું, અને ઉત્તરોત્તર એવાજ કાર્યોમાં મ્હને પ્રેરવાનો જેમનો પ્રયત્ન સદા ચાલુજ છે, તે મ્હારા પરમ પૂજ્ય બાળ સ્નેહી **શ્રીયુત્ ભટ્ટ ગિરજાશંકર દેવશંકર બી. એ.** નો ઉપકાર માની આ મ્હારા પ્રથમ પ્રયાસના ફળરૂપ લઘુ કાવ્યની લઘુ પ્રસ્તાવના પૂર્ણ કરૂં છું. **ઇતિ શિવમ્, ડંકપુર–દેવશયની એકાદશી** વિક્રમાર્ક–૧૯૭૩.

## બીજી આવૃત્તીની પ્રસ્તાવના.

નાટકો અને નૉવેલોની પેઠે આવાં ટુંકાં ટુંકાં કાવ્યો પણ મનુષ્યના હૃદયને અસર કરી શકે છે, અને તે દ્વારા આપણા સમાજમાં ઘણા વખતથી ઘર કરી વસેલા **કન્યાવિક્રય, બાળલગ્ન, કજોડાં** આદિ દુષ્ટ રીવાજોનું દિગ્દર્શન કરાવી વાંચકના અંતઃકરણમાં ન ભુસાય ત્હેવી ઉંડી છાપ પાડી શકાય છે. આ પુસ્તક લખવાનો પણ તેજ હેતુ હતો; અને તે હેતુ ત્હેની પ્રથમ આવૃત્તિ ઘણા ટુંક સમયમાં ખપી જવાથી કેટલેક અંશે સફળ થયો હોય એમ સહજ સમજાય છે.

સુજ્ઞ વાંચકો તરફથી આ પુસ્તકની માગણી સતત ચાલુ રહેવાથી આ બીજી આવૃત્તિ કાઢવાની જરૂર જણાઇ છે, અને તેમાં ઘટતાં ચિત્રો સહિત છાપવા સારૂ મ્હારા પરમ મિત્ર રા. રા. ત્રિભુવનદાસ (**હરગોવનદાસ હરજીવનદાસ** વાળા.) ની ઇચ્છા હોવાથી તેનો કુલ હક્ક મ્હેં તેઓને સોંપ્યો છે. સુજ્ઞ વાંચક બંધુઓ પ્રથમ પ્રમાણે આ પુસ્તકને ઉત્તેજન આપશે એવી આશા રાખવામાં આવે છે. પ્રભુકૃપા હશે તો આ પુસ્તકનો ઉત્તરાર્ધ ભાગ પણ ટુંક સમયમાં તૈયાર કરી કદરદાન વાંચકના કરકમળમાં મુકવાની ઇચ્છા છે. **ઇતિ.**

ડંકપુર.
**ભાદ્રપદ રાધાઅષ્ટમી.**
**સંવત ૧૯૭૫.**

**બુલાખીરામ રણછોડ પંડ્યા**



એક દુઃખી તરૂણીની હૃદયદ્રાવક આત્મકથા.

# કુલીનની કન્યા.

## લેખકનો પરિચય.

### વસંતતિલકાવૃત્ત.

વિશ્વેશ રાય રણછોડ જહાં વસે છે,
જ્યાં ગોમતીજળ પવિત્ર તરંગ લે છે;
શ્રી ડંકનાથ શિવ જ્યાં નિકટે વસે છે,
તે તીર્થ ડંકપુરમાં મુજ વાસ તો છે. ૧

આ જગતના વિવિધ રંગ અનુભવેલા,
ત્હેના કંઈક પડઘા હૃદયે રહેલા;
તે પૈકીની હૃદયદ્રાવક આ કથાને,
વાંચી ચહો વિર સમાજ સુધારવાને. ૨

### હરિગીત.

હુ એક વેળા દિવસના પરિશ્રમ તણી શાન્તિ થવા,
સમિસાંજના સૌન્દર્યને આનંદથી અવલોકવા;
તનમાં તપેલા ગ્રિષ્મના પરિતાપને હોલાવવા,
મનથી વિચારી નીકળ્યો સર ગોમતી તીરે જવા. ૩

સહુ જગતને તપવી રવિ નભ માંહિ છુપાતો હતો,
સીંદૂરવરણો રંગ સન્ધ્યા સમય ફેલાતો હતો;
પંખી ઉડી નભ મારગે નિજ આશ્રમે જાતાં હતાં,
સંધ્યા સમયની આરતીનાં વાદ્ય કૈં કૈં વાગતાં. ૪

તટનાં તરૂ ડોલાવતો વાયુ ધિમો વાતો હતો,
નભમાં લટકતાં વાદળાંનો રંગ બદલાતો હતો;
* પ્રાચી દિશાથી આવતું દેખાય સૈન્ય +નિશા તણું,
જામ્યું દિવસ રાત્રી તણું સંગ્રામ એવું લાગતું. ૫

લીલા જગતના નાથની અવલોકતો આગળ ગયો,
હું ગોમતીની પાળના તરૂવર તળે ઉભો રહ્યો;
અલકાપુરી સમ દૂરથી દેખાય =ડંકપુરી રૂડી,
આનંદદાયક ગોમતી ÷માનસ સમી શોભી રહી. ૬

ધિમે ધિમે રજની દિસે પ્રાચી દિશાથી આવતી,
તે આભની લાલાશને કાળાશમાં પલટાવતી;
દૂરના પદાર્થો દૃષ્ટિએથી બંધ દેખાતા થયા,
ચોમેરથી ×રજનીચરોના શબ્દ થાવા લાગિયા. ૭

લાગ્યાં બિડાવા ૧ પદ્મ સૌ ૨ દિનકર છૂપાતાં આભમાં,
રજની તણા શણગાર કૈં તારા ઉગ્યા આકાશમાં;
હું એક ચિત્તે સૃષ્ટિના સૌન્દર્યને નીહાળતો,
તરૂના થડે ટેકો દઈને ધ્યાનમાં ઉભો હતો. ૮

---

* પૂર્વ. + રાત્રી = ડાકોર. ÷ માનસરોવર. × રાત્રે ફરનારપ્રાણીઓ.
૧ કમળ. ૨ સૂર્ય.

તે સમય પગરવનો થયો કે ભાસ મ્હારા કર્ણમાં,
મુજ ધ્યાન ભંગ થઇ ગયું ને ચોંકિયો હું ચિત્તમાં;
કીધી નજર તે પાસ તો મ્હેં એક દીઠી સુંદરી,
વય વીશ વર્ષ તણી જણાતી ચાલતી ધીમી ગતી. ૯

મનથી વિચાર્યું તે પળે મ્હેં, કોણ આ નારી હશે,
એકાન્તમાં આ સમય આવી તેહ કારણ શું હશે;
શંકા થઈ મુજ હૃદયમાં કે શું હશે વ્યભિચારી એ,
હું સ્હેજ છૂપાઈ ગયો જોવા તમાસો તે સમે. ૧૦

દેખ્યો નહીં ત્હેણે મ્હને પણ મ્હેં નિહાળી દૂરથી,
તે ગોમતીના જળ ભણી નિજ મુખ કરી ઉભી રહી;
નિજ અંગ ઉપર શ્યામ રંગી વસ્ત્ર પહેરેલું હતું,
સંધ્યા તણી કાળાશમાં તે મિશ્ર થૈ જાતું હતું. ૧૧

કરમાયલા પંકજ સમી નિસ્તેજ કાન્તિ લાગતી,
અશ્રુ નિહાળ્યાં આંખમાં ઉંડા નિસાસા નાંખતી;
ભડકેલ હરિણી પેઠ તે ચોમેર દૃષ્ટિ નાંખતી,
ધિમે સ્વરે મુખથી કંઇ ઉચ્ચાર એ કરતી હતી. ૧૨

મનથી થયો નિશ્ચય મ્હને વ્યભિચારિણી નારી નથી,
નિજ નાથથી કે અન્યથી નક્કી રીસાઈ લાગતી;
કરશે કદી તન ત્યાગ તે, એવું વસ્યું મ્હારા ઉરે,
ટુંકી મતિની તારૂણી મરતાં વિચાર નહીં કરે. ૧૩

વાળી કછોટો ઉતરી જળની લગોલગ તે ગઈ,
મનથી વિચાર્યું મ્હેં પ્રગટ થાવું હવે નક્કી અહીં;

જળમાં ઝુકાવા તે ગઈ મ્હેં દોટ મૂકી તે પળે,
હાં ! હાં ! કહીને હસ્ત ઝાલી ખેંચીને રાખી બળે. ૧૪

કંપી ઉઠી તે કામિની રોમાંચ લાગ્યો દેહને,
અણચિંતવ્યો દેખી મ્હને ભય પૂર્ણ વાપ્યો તેહને;
મ્હેં ધૈર્ય આપીને કહ્યું બ્હીનીશ ના ઓ બ્હેન તું,
શા માટ ત્હેં આવું ભયાનક કર્મ કરવું આદર્યું. ૧૫

તું કોણ છે ? ને કયાં રહે છે ? શા દુઃખે મરવા ચહે,
મુજને ગણીને ધર્મનો બંધુ સરવ સાચું કહે;
કૈં ધૈર્ય આવ્યું તેહને આ શબ્દ મ્હારા સાંભળી,
ચોધાર આંસુ સહિત કરૂણા કથની તે ઉચરી. ૧૬

" ઓ ભાઈ મરવા દો મ્હને આ છે નકામી જીંદગી,
મ્હારા સમી દુર્ભાગિણીયે સાર જીવ્યામાં નથી;
દુખરૂપ મ્હારા દેહને આરામ મર્ણ વિના નથી,
ભયરૂપ આ ભવ માંહિ ભય હરનાર મ્હારૂં કો નથી. ૧૭

શા માટ રોકો છો મ્હને જાઓ તમારે મારગે,
મરજી મ્હને મરવા તણી તો ભાઈ મરવા દો મ્હને;
મુજ મર્ણથી આ જગતમાં રડનાર પાછળ કો નથી,
મુજ મર્ણથી જન કોઇને દિલગીર થાવાનું નથી. ૧૮

આ ભાઈ છોડો હાથ મ્હારો આજ મરવા દો મ્હને,
બહુ પૂણ્ય તમને લાગશે યમપુર જાવા દો મ્હને;
ઓ ગોમતી ગંગાતણા જળમાં સમાવા દો મ્હને,
મીઠા મરણની સાથ ભેટો આજ કરવા દો મ્હને." ૧૯

આ સાંભળી કરૂણા ભરેલાં વેણ એ તરૂણી તણાં,
હૈયું ભરાયું માહારૂં મુજ આંખમાં અશ્રુ વહ્યાં;
મુજ અંતરે આવી દયા આ શબ્દ તેના સાંભળી,
મ્હેં ધૈર્ય ધરવા તેહને બહુ રીતથી વિનતી કરી. ૨૦

મરવા નહીં દેઉં ત્હને કોટી ઉપાયે આજ હું,
મુજ દેહમાં છે પ્રાણ ત્યાં સુધી ન છોડું હાથ હું;
સન્ધ્યા સમય વીતી ગયો છે, ચાલ મ્હારી સાથ તું,
તુજ ધર્મનો હું ભાઈ છું ચિન્તા જરા ના રાખ તું. ૨૧

આપી ધિરજ બહુ પેર મ્હેં મહા મ્હેનતે સમજાવીને,
મુજ ઘેર આવી તે પછી વિશ્વાસ અંતર આણીને;
આ વાત જાણી પોળનાં પાડોસીઓ ટોળે મળ્યાં,
નીહાળવા તે સુંદરીને સર્વ વીંટાઇ વળ્યાં. ૨૨

મ્હેં સર્વને માંડી કહી આદ્યન્ત બીના જે બની,
તે સાંભળી સૌને મુખે છાયા પડી ગઈ શોકની;
સહુ બોલીયાં ઓ બ્હેન ત્હારા દુઃખની કથની કહે,
તુજ ગામ કયાં? તુજ ઠામ કયાં? તુજ નામ શું ? સાચું કહે. ૨૩

શા માટ ત્હેં ગૃહ ત્યાગિયું ? શા દુઃખથી મરવા ચહે ?
તુજ હૃદય ખોલીને અમોને સૌ કથા માંડી કહે;
આ સાંભળીને તે બિચારી પૂર્વનાં દુઃખો સ્મરી,
ચોધાર આંસુ પાડતી વિશ્વાસ નાંખી ઉચરી. ૨૪

" મ્હારા વિતકની વારતા શા માટ પૂછો છો મ્હને,
શું સાર છે તે સાંભળીને દુઃખ થાશે સર્વને;

બાકી રહ્યાં છે આડ દુઃખનાં ઉગવાં આ શિર પરે,
શાં દુઃખ ભોગવવાં હજી સરજ્યાં હશે મ્હારા શિરે. ૨૫

નિર્ભાગિણી નારી જગતમાં મુજ સમી કો ના હશે,
દુઃખમાં દિલાસો પામવાનું સ્થાન જેને ના હશે;
ગમતું નથી મુજને હવે નિઃસાર લાગે જીંદગી,
પણ મર્ણ મોંઘું થૈ પડ્યું મુજને તજે છે દૂરથી." ૨૬

માતા પિતાને એકલી હું લાડકી બાળા હતી,
મુજને નિહાળી માત મ્હારી હર્ષઘેલી થૈ જતી;
માગું મુખે તે તાત મ્હારા આપતા મુજને હતા,
પળવાર મુજને આંખથી અળગી નહીં કરતા હતા. ૨૭

સહુ જીંદગીનો સાર મુજને માનીને ઉછેરતા,
સુખમાં સદા મુજને વસાવા આશ અદકી રાખતા;
કપડાં ઘરેણાંથી મ્હને શણગારિને રાજી થતા,
આનંદમાં માતા પિતાના દિવસ એમ વહ્યા જતા. ૨૮

મનમાં ચહે શું માનવી શું દૈવ મનમાં મ્હાય છે,
સુખદુઃખનું ચક્કર જુઓ ફરતું સદા દેખાય છે;
સરખા દિવસ આ જગતમાં ચિરકાળ કોના જાય છે,
સન્ધ્યા સમયના રંગની પેઠે દશા બદલાય છે. ૨૯

ફરતું દશાનું ચક્ર આવ્યું મૂળ સુખનાં છેદવા,
આનંદનાં તરૂવર સુકાયાં દિવસ આવ્યા દુઃખના;
મ્હારા પિતાનો દેહરૂપી બાગ કરમાઇ ગયો,
તે માંહિથી આત્મા અમરને દુષ્ટ કાળ હરી ગયો. ૩૦

મુજ માત દુઃખ માંહી ડૂબી કલ્પાન્તમાં દિન ગાળતી,
મુજને લઈ ખોળા વિષે દરરોજ અશ્રુ સારતી;
હું પાંચ વર્ષ તણી હતી કશુંએ સમજતી ના હતી,
કલ્પાન્ત કરતી માતને વળગી ગળે રડતી હતી. ૩૧

જે ગૃહ વિષે સુખ શાન્તિ ને આનંદનો વાસો હતો,
જે ગૃહ વિષે પરિપૂર્ણ પ્રેમ પ્રવાહ રેલાતો હતો;
જે ગૃહ વિષે સંગીત કેરાં વાદ્ય મધુરાં વાગતાં,
તે ગૃહ બન્યું વેરાન સમ ગૃહના પતિ ચાલ્યા જતાં. ૩૨

મુજ તાતના વિરહે દશા મુજ માતની માઠી થઇ,
દવથી બળેલી વેલના સરખી ગતિ ત્હેની થઇ;
રોતી અતી દિન રાત મ્હારા તાતને સંભારીને,
નિશ્વાસ નાંખે આંખથી આંસુ ઉનાં વરસાવીને. ૩૩

પાડોશની સહુ નારીઓ બહુ રીતથી સમજાવતી,
પણ શોક કેરા પૂરની શાન્તિ જરાએ ના થતી;
હરકોર નામે એક મ્હારી માતની સહિઅર હતી,
તે ઘેર આવી હરઘડી મુજ માતને સમજાવતી. ૩૪

મુજ માત કેરો ભાઇ પણ દુઃખમાં દિલાસો આપતો,
તે ધૈર્ય આપીને સદા મુજ માતને સમજાવતો;
મુજ ઉપર રાખે પ્રેમ ઝાઝો હૃદયથી ચાંપે મ્હને,
મુજ તાતથી પણ અધિક અશે પ્રેમ મુજ ઉપર કરો' ૩૫
હું તો પિતાને વિસરી મામા તણા બહુ વ્હાલથી,
પણ માત મ્હારી દિન દિને બહુ શોક ઉરમાં ધારતી;

હરકોર સમજાવે ઘણું પણ વાત વીસારે નહી,
મામી અને મામા કહે પણ ધૈર્યને ધારે નહી. ૩૬
જે નાથની સાથે વસી સંસારનું સુખ ભોગવ્યું,
જે નાથ સાથે પ્રેમ અમૃત પાન પ્રીતેથી કર્યું;
સંસાર પારાવાર તરતાં જે પતિની સ્હાયથી,
જગમાં જીવાયે કેમ થાતાં દૂર જીવનહારથી. ૩૭
કીડો હૃદયમાં શોકનો જાતાં સમય પેદા થયો,
દિનરાત મ્હારી માતનું અંતઃકરણ કોરી રહ્યો;
હરકોર મ્હારી માતને દરરોજ મળવા આવતાં,
ઓઠાં બતાવી અન્યનાં મુજ માતને સમજાવતાં. ૩૮
ગુણવંત નામે તેમને દશ વર્ષનો બાળક હતો,
મુજ ઘેર તે દરરોજ તેની માત સાથે આવતો;
તે સાથ હું રમતી હતી બહુ બાળ ચેષ્ટાઓ કરી,
મુજ માત પણ તેને નીરખતાં દુઃખ જાતી વીસરી. ૩૯
લઇ જાય તે નિજ ઘેર મુજને રોજ રમવા કારણે,
હરકોર પણ નિજ પેટની પુત્રી સમી મુજને ગણે;
ઘરનાં ગરીબ હતાં તથાપી દીલનાં દાતા હતાં,
ગૃહ કાર્ય પોતાનું તજી મુજ માત પાસે આવતાં. ૪૦
મુજ માત અંતરની વ્યથાથી છેક સૂકાતી ગઈ,
છોડયો ભરૂંસો જીવનનો મ્હારી ફિકર ત્હેને થઈ;
ઉર એક ચિન્તા તો હતી તેમાં વળી બીજી ભળી,
પડતા ઉપર પાટુ પડે તેવી દશા તેની થઈ. ૪૧

હું એક વેળા ઘર વિષે રમતી હતી ઉલ્લાસમાં,
માતા સુતી'તી સાથરે મામા હતા તે પાસમાં;
મુજને નિહાળી માતની આંખો વિષે અશ્રુ વહ્યાં,
તેડી મ્હને પાસે હૃદય ચાંપી વચન તેણે કહ્યાં. ૪૨

'ઓ બ્હેન ત્હારા બાપ પાસે હું હવે જાનાર છું,
મામાતણી સંભાળમાં સોંપી હવે જાનાર છું;'
હું અણસમજણી તે સમે મ્હેં માતને એવું કહ્યું,
મુજને અહીં ગમશે નહીં આવીશ ત્હારી સાથ હું. ૪૩

મુજ તાત પરદેશે ગયા ત્યાં એકલી તું ક્યાં જશે,
તે કેમ ત્યાં જઇને રહ્યા તું ઘેર કયારે આવશે
આ સાંભળી માતા તણું હૈયું ભરાયું તે સમે,
કલ્પાન્ત તેણે બહુ કર્યું મામે મનાવી તે સમે. ૪૪

તે દિવસથી મુજ માતને કારી ઝખમ લાગ્યો ઉરે,
મુજને નિહાળે ને રડે કલ્પાન્ત ઝાઝું તે કરે;
વળતી પથારી વશ થઇ કાયા સુકાતી સૈ ગઈ,
સહુ રક્ત માંસ બળી ગયું ને કાષ્ટવત્ કાયા થઈ. ૪૫

આવે સગાં વહાલાં ઘણાં જોવા જનેતાની દશા,
મુજને નિહાળી સર્વના અંતર વિષે આવે દયા;
ગાત્રો ગળ્યાં મુજ માતનાં નિસ્તેજ કાયા તો થઇ,
સરવે સગાં સમજી ગયાં આશા મુકી જીવ્યા તણી. ૪૬

મુજમાં રહેલો જીવ ત્હેનો ફક્ત કાયાને વિષે,
'મ્હારી બિચારી બાળકીની શી વલે વળતી થશે;'

નિશ્વાસ ઝાઝા નાંખતી મનમાં મુઝાઇને રહે,
નજરે મ્હને જોતાં નયનમાં નીર આવે તેહને. ૪૭
બોલાય ના મુખથી છતાં બેજે મ્હને બોલાવતી,
ઉંડી પડેલી આંખ મ્હારા તરફ તાકી રાખતી;
મામી અને મામા હૃદયનો સહુ મરમ સમજી ગયાં,
મુજ માત કેરા કાનમાં ધીમે વચન તેણે કહ્યાં. ૪૮
ઓ બ્હેન ચિન્તા ચિત્તમાં કમળા તણી કરશો નહી,
જુગતે કરીશુ જતન અણુવિશ્વાસ ઉર ધરશો નહી;
અમ પેટની પુત્રી ગણીને પાળીશું ત્હેને અમે,
ચિન્તા વિસારી હૃદયમાં ધારણ કરો શ્રી રામને. ૪૯
તે સમયથી મુજ માતની ચિન્તા જરા ઓછી થઈ,
વિશ્વાસ આવ્યો ભાઈ ને ભોજાઇનો મનની મહીં;
મુજ હસ્ત ઝાલીને મહા બળથી હૃદયમાં ચાંપીઓ,
મામા તણા કર માંહિ મ્હારો હસ્ત તેણે આપીયો. ૫૦
ઓ ભાઈ આ મ્હારા જીવનની વેલ મ્હારી દીકરી,
ત્હારે શરણ સોંપુ હવે સંભાળજે જુગતે કરી;
પાળક પિતા એના બની પ્રીતે કરીને પાળજે,
લાયક થતાં લાયક તરૂની ડાળીયે વળગાડજે. ૫૧
અંતઃકરણની એક ઇચ્છા બહુ દિવસથી છે મ્હને,
કમળા તણી કરવા સગાઈ હૃદયથી ગોઠયું મ્હને;
હરકોરના ગુણવંત ઉપર ચિત્ત મુજ ચોટી રહ્યું,
તે પૂર્ણ કરજે ભાઇ તું મ્હેં આજ દિલ ખોલી કહ્યું. ૫૨

વળતી મિંચાયાં નયન ત્હેનાં ફેરવ્યું પાસું જરી,
માયા દીધી મ્હારી તજી શ્રીરામ મુખથી ઉચરી;
મુજ ભાગ્યની ભુંડી દશાએ દિવસ એવો આવીયો,
જન્મદાતા માતને વિક્રાળ કાળ હરી ગયો. ૫૩

હું વર્ષ સાડાપાંચની જાણું નહીં કે મર્ણ શું,
મુજ માત હમણાં આવશે હું એમ વિચારો કરૂં;
દિન વીતતાં સુધી હૃદયમાં ધીર હું ધારી રહી,
તે બાદ મ્હોટા શબ્દથી એ માત પોકારી રહી. ૫૪

થાતાં વિખુટી ગાયથી જેવી બરાડે વાછડી,
તે રીત પાડી રા'ડ હું ઘર બ્હાર આવી તે ઘડી;
દેખી દશા મ્હારી, નયનમાં નીર આવ્યાં સર્વને,
મુજ મન મનાવા લાગીયાં હરકોર આવી મુજ કને. ૫૫

નિજ ઘેર મુજને લૈ ગયાં ખાવા મ્હને ત્યાં આપીયું,
ગુણવંતને નિરખી રમતમાં ચિત્ત દોરાઇ ગયું;
બેચાર દહાડા એ રીતે હરકોરના ઘરમાં ગયા,
ગુણવંત સાથે ખેલતાં આનંદમાં ચાલ્યા ગયા. ૫૬

મુજ માત કેરી વાત મુજને યાદ આવે અંતરે,
હરકોર બીજી વાતમાં મુજ ચિત્તવૃત્તિ ફેરવે;
હરકોર કેરા હેતથી મુજ માતને ભૂલી ગઈ,
ગુણવંતની સાથે રમતમાં વાત વિસારે થઇ. ૫૭

* * * * *

મુજ જીંદગીના નાટયકારે એક અંક પુરો કર્યો,

મામા તણે ઘર હું વસી જાણે જનમ બીજો ધર્યો;
દેખાય પરદેશી સમાં સહુ માનવી તે ઠામમાં,
જાણે સ્વજનથી દૂર હું આવી અજાણ્યા ગામમાં, ૫૮

લાગે નવું સરવે મ્હને હું એકલી અતડી ફરૂં,
મુજ માતને સંભારીને હું આંખમાં આંસુ ભરૂં;
મામા મ્હને બહુ હેતથી હસીને સદા બોલાવતા,
લાગે રમતમાં જીવ માટે બ્હાર ફરવા લૈ જતા. ૫૯

ગુણવંત મ્હારો ગોઠિયો તે મુજ વિના ઘેલો ફરે,
દરરોજ રમવા કારણે તે આવતો મ્હારી કને;
તેને નિહાળી હૃદયમાં બહુ હેત મુજને આવતું;
તેના વિના મામાતણું ગૃહ શુન્ય મુજને લાગતું. ૬૦

એ રીત થોડા દિવસમાં મુજ જીવ ત્યાં ગોઠી ગયો,
શેરી તણાં સૌ બાલકોથી સ્નેહ જોડાઈ ગયો;
પંખી પુરાતાં પાંજરે પહેલું જરા ગભરાય છે,
સહવાસ થાતાં તે પછી ગીતો મધુરાં ગાય છે. ૬૧

બાંધ્યો સંબંધ નવો નવા દેશે જઇ જાણે વસી,
મનથી મટયું અતડાપણું હું સર્વથી બોલું હસી;
ભુલી ગઈ મુજ તાતની શેરીતણા સહવાસને,
જાતાં સમય ભુલી ગઈ મુજ તાતના આવાસને. ૬૨

મુજ માત પાસે હઠ કરી બહુ વાર કૈં કૈં માગતી,
ઘડીમાં રિસાતી ને મનાતી સર્વ તે ભુલી ગઇ;
તે સર્વ વાતો યાદ આવે સ્વપ્નના સરખી મ્હને,

પણ ના ભુલાયો હૃદયથી મુજ માત કેરા પ્રેમને. ૬૩
ઝાંખી છબી માતાતણી મુજ હૃદયમાં રમતી હતી,
છેલ્લી વખતના શબ્દ તેના યાદ હું કરતી હતી;
તે શબ્દના ભણકાર મ્હારા કાન માંહી વાગતા,
મુજ રક્ત દ્વારા અંગમાં ધબકાર પણ તેના થતા. ૬૪

મામી અને મામાતણા સહવાસમાં દિન ગાળતી,
મુજ માત પિતા એજ છે હું એમ મનથી ધારતી;
સંતાનમાં બે પુત્ર પુત્રી એક મામાને હતી,
હું તેમની સાથે સદા આનંદથી રમતી હતી. ૬૫

પૈસે ટકે મામા પ્રથમથી પૂર્ણ ભીડાતા હતા,
સંસારનો સહુ ભાર તે મ્હા કષ્ટથી વ્હેતા હતા;
મુજ માતના મરવા પછી તે દુઃખ કૈં ઓછું થયું,
મુજ તાતના પૈસા વડે ગાડું ગગડવા લાગીયું. ૬૬

મામી સ્વભાવે આકળી અભિમાનની મૂર્તી હતી,
ડહાપણ વિષે સહુ વિશ્વ મનથી તુચ્છ તે ગણતી હતી;
સૌના ઉપર પોતાતણી સત્તા અધીક જણાવતી,
પોતા વડે ઘરબાર ચાલે એમ મનથી માનતી. ૬૭

મામા થકી ઘર માંહિ ઉંચા શબ્દથી બોલાય ના,
મામી તણી આજ્ઞા વિના કૈં કાર્ય ઘરનું થાય ના;
દરરોજ કડવાં વેણ બોલીને કનડતી તે હતી,
પાડોશમાં પણ સર્વ સાથે સ્હેજમાં લઢતી હતી. ૬૮
મામી તણી બહુ બ્હીક મ્હારા હૃદયમાં પણ લાગતી,

હું કોઇ વસ્તુ તેહની પાસે કદી નહીં માગતી;
મુજને કદી તે વ્હાલથી હસીને નહી બોલાવતી,
દેખી મ્હને તે સર્વદા મોઢું ચઢેલું રાખતી. ૬૯

જળના પ્રવાહ સમાન દિવસો એ રીતે જાતા વહી,
મામા તણે ઘર માહ્યરી વય આઠ વર્ષ તણી થઇ;
ભણવા નિશાળે રોજ સાંજ સવાર હું જાતી હતી,
ગુણવંતના સહવાસમાં હું હોંશથી ભણતી હતી. ૭૦

નિજ ઘેરથી ગુણવંત મુજને તેડવાને આવતો,
દરરોજ મુજને પ્રેમથી નિશાળમાં તેડી જતો;
અંતઃકરણની ઐકયતા મ્હારી થઈ ગુણવંતથી,
પળવાર પણ અળગી થતાં મનમાં વ્યથા મુજને થતી. ૭૧

હુ જાઉં તેને ઘેર રમવા કારણે મોસાળથી,
હરકોર મુજને દેખીને બોલાવતાં બહુ વ્હાલથી;
મુજ માત કેરાં વાકય તેહના હૃદયમાં રમતાં હતાં,
દેખી મ્હને આશા તણાં અંકુર ઉદ્દભવતાં હતાં. ૭૨

મુજ કાનમાં તે શબ્દના પડઘા સદોદિત પાડતાં,
ગુણવંતની સાથે મ્હને સહુ રીતથી સરખાવતાં;
પળશે વચન મુજ માતનું મનથી ભરૂસો રાખતાં,
આશા સફળ થાવા વખતની વાટ એ જોતાં હતાં. ૭૩

એ રીત જાતાં સમય મ્હારી વય વરષ દશની થઇ,
હું સ્હેજ સારાસારને મનમાં સમજતી તો થઈ;
ગુણવંત સાથે રોજ હું જાતી હતી નિશાળમાં,

બુદ્ધિ વિશે તે પૂર્ણ પંકાતો હતો સૌ બાળમાં. ૭૪

તે કોઈની સાથે કદી મિથ્યા વચન નવ ભાખતો,
તે સર્વના ઉપર સદા સમભાવ મનથી રાખતો;
શુરવીર હિમ્મતવાન ને દિલનો દયાળુ તે હતો,
શુભ શીલવંતો ને સ્વરૂપમાં કામદેવ સમો હતો. ૭૫

મુજને નિહાળીને સદા તે પ્રેમઘેલો થઇ જતો,
મીઠાં વિનયવાળાં વચનથી સર્વદા રીઝાવતો;
તેને નજરથી ન્યાળતાં હું ભાન સૌ ભુલી જતી;
તેના વિના પળ એક પણ જુગના સમી મુજને થતી. ૭૬

જળ મીન જેવી પ્રીત મ્હારા અંતરે જામી હતી,
ત્હેના અલૌકિક ગુણ ઉપર મોહ હું પામી હતી;
હું માનતી ગુણવંત મ્હારી જીંદગીનો સાર છે,
ભવસાગરે આ દેહરૂપી નાવનો આધાર છે. ૭૮

ધનભાગ્ય મ્હારૂં એ પતિ મામા મ્હને પરણાવશે,
મ્હારા સમી સંસારમાં કો ભાગ્યશાળી ના હશે;
એ રીતના ઉત્તમ મનોરથ અંતરે ધરતી હતી,
ગુણવંત પ્રેમ પયોદધીમાં સ્નાન હું કરતી હતી. ૭૯

* * * * *

ગુણવંત આવેલો હતો દિન એક રમવા કારણે,
તે સાથ હું વિનોદમાં ઉભી હતી ઘર બારણે;
આવી અચાનક મામીએ ધમકાવિયો ગુણવંતને,
તું કેમ આવે હરઘડી અમ ઘેર કમળાની કને. ૮૦

થૈ મર્દ રમતાં છોકરીથી કેમ શરમાતો નથી,
અમ ઘેર તું ના આવતો તુજને કહું છું આજથી;
મુજને કહ્યું કે જો હવે ગુણવંતને બોલાવશે,
તો હું સમી બીજી નથી એ વાત નક્કી માનજે. ૮૧

આ વજ્ર સરખાં વાક્ય મામીના મુખેથી સાંભળી,
ગુણવંત ગભરાઈ ગયો ને હું બની ગઈ બ્હાવરી;
વિજળી તણા આઘાતથી વિછિન્ન થૈ જાયે કળી,
તેની દશા મ્હારી થઈ આ શબ્દ કર્ણે સાંભળી. ૮૨

મુજ હૃદય વીણાના તડોતડ તાર સૌ તૂટી ગયા,
પગથી શિખા પર્યન્ત મ્હારાં અંગ લાગ્યાં ધ્રૂજવા;
આ સત્ય કે' છે કે હસે છે હૃદયમાં શંકા થઇ,
પળવાર મ્હારી મામીના મુખને નિહાળી હું રહી. ૮૩

પણ ક્રોધની જ્વાળા સમી કાન્તિ નિહાળી તેહની,
પથ્થર તણી પ્રતિમા સમી હું શુન્ય થૈ ઉભી રહી;
નીચે મુખે ગુણવંત મ્હારી પાસથી ચાલ્યો ગયો,
મુજ પ્રાણ જાતો હોય તેવો ખેદ મુજ હૃદયે થયો. ૮૪

મામી તણા આ કોપનું કારણ કળાયું ના કંઇ,
હું સજળ નયને વિકળ હૃદયે ઘર વિષે ચાલી ગઈ;
મુજ દેહ ઘર માંહી ગયો પણ મન ગયું ગુણવંતમાં,
એ વિણ બીજો ખ્યાલ કૈં આવે ન મ્હારા ચિત્તમાં. ૮૫

મુજ નયનના આગળ છબી ગુણવંતની તરતી હતી,
જ્યાં જ્યાં નજર નાંખુ તહાં એ આકૃતી હિસતી હતી;

તેના મધુરા શબ્દના પડઘા હૃદયમાં લાગતા,
આકાશવાણી તુલ્ય તેના નાદ અંતરમાં થતા. ૮૬

મ્હારા ઉપર માઠું હવે લાગ્યું હશે ગુણવંતને,
નક્કી રિસાશે તે હવે હું એમ સોચુ અંતરે;
પણ દોષ કૈં મ્હારો નથી મુજથી રિસાશે કેમ એ,
હું એમ ધારી અંતરે મનને મનાવું તે પળે. ૮૭

એ રીત આખો દિવસ મ્હારો શોકમાં ચાલી ગયો,
મુજ જીવ તો ગુણવંત કેરા ધ્યાનમાં મ્હાલી રહ્યો;
ચાહે ચકોરી ચંદ્રને નિજ આત્મ કેરા ઐક્યથી,
તેવી સમાધી માહરી લાગી ગઇ ગુણવંતથી. ૮૮

વાળુ કરી હું તે દિને રાત્રી વિષે સૂતી હતી,
આંખો મિંચી અંતર વિષે ગુણવન્તને સ્મરતી હતી;
તે સમય મ્હારી મામીને ધીમે સ્વરે મામે કહ્યુ,
મ્હારા સંબધી વાત થાતાં લક્ષ મ્હારૂં ત્યાં ગયું. ૮૯

મામા કહે કમળા તણી વય બાર વર્ષ તણી થઇ,
માટે હવે વર યોગ્યથી કરીએ સગાઇ તેહની;
ગુણવંત ત્હેને યોગ્ય મ્હારા અંતરે ગોઠી ગયો,
તે સાથ કરીએ લગ્ન એ વિચાર મ્હેં મનથી કર્યો. ૯૦

ઘરનો ગરીબ ખરો તથાપી સર્વ રીતે શ્રેષ્ઠ છે,
તે સાથ કરવા લગ્ન મ્હારી બ્હેનનો ઉપદેશ છે;
હરકોર પણ બહુ છે ભલાં કમળા સુખી ત્યાં તો થશે,
કન્યા ગરીબને આપતાં બહુ પૂણ્ય આપણુને થશે. ૯૧

આ વાક્ય મામાનાં સુણી મુજ મામીયે છણકો કર્યો,
'નવરો લુહાર નથી' કહીને અંગુઠો આગળ ધર્યો;
જાણ્યા તમે બહુ સત્યવાદી પૂણ્ય કેરી પૂછડી,
ડહાપણુ તણા ભંડાર ને દાતારના શિરોમણી. ૯૨

ના હોય તો અક્કલ ખરીદી લેઇ આવો હાટથી,
બકતાં ગમે તે બોલ મુખથી કેમ શરમાતા નથી;
એ કાગડાના કંઠમાં શું રત્નની માળા ધરૂં,
લવતાં વિચાર કરો જરા ડા'પણુ તમારૂં જાણિયું. ૯૩

હ્યો સાંભળો ગુણવંતના કુળની કથા માંડી કહું,
એના પિતાએ લાંચ લીધી તે જગત જાણે સહુ;
મરનાર તેના તાતનું કારજ હજી બાકીજ છે,
ફાંસો ગળે ખઇને મુવો તે તો કથા જુદીજ છે. ૯૪

વિદ્યા ભણ્યો તો શું થયું ? શું રૂપ ગુણને બાળિયે,
ઘરનાં ભલાં શું કામનાં ? પણુ આપણું સંભાળિયે;
કન્યા કનકની પૂતળી એને કદી દેવાય ના,
નિર નેવનાં મોભે ચઢે પણુ વાત એ બનનાર ના. ૯૫

મામા કહે એના વિના લાયક બીજો એકે નથી,
તો કેમ કરવું તે તણું તું બોલ ત્હારા મુખથી;
મામી કહે છાના રહો શું દેડકે વરને ગળ્યા,
શું ઝાડ બીજ બળી ગયાં કે હિમ હિંગોળે ઠર્યા. ૯૬

લાયક કહો કે ના કહો પણ વાત મ્હારી સાંભળો,
વળતી તમારા હૃદયમાં વિચાર મનગમતો કરો;

અવતાર સૌ એળે ગયો દારિદ્રતાના દુઃખથી,
ઉમ્મર વિતાવી આટલી પણ પાઇ ના ભેગી કરી. ૯૭

સ્વપ્ને સુખે સૂતાં નહી ખાધું નહી ખાંતે ફરી,
અંગે અરાડયું ના ઘરેણું, જન્મમાં તમને વરી;
પળમાં મિંચાશે આંખ તો આ બાળકોનું શું થશે,
એ વાતનો વિચાર કેમ થતો નથી અંતર વિષે. ૯૮

આ દાવ આવ્યો હાથમાં તે કેમ જાવા દેઇએ,
સૌ જીંદગીભરની કમાણી કેમ જાવા દેઇએ;
હરકોર પાસે પાઈ એકે ઝેર ખાવાને નથી,
ને દામ વિના વાત મ્હારી પાસ થાવાની નથી. ૯૯

મુજ ફોઇની પાડોશમાં જે વૈદ્ય લજ્જારામ છે,
વય અષ્ટનો છે પુત્ર તેને મકન જેનું નામ છે;
છે વૈદ્ય જાતે વૃદ્ધ તેથી એમ મનમાં ધારતા,
પોતા છતાં નિજ પુત્રને પરણાવવા વિચારતા. ૧૦૦

તે આપવા બંધાય છે લેહેલા રૂપૈયા બારસો,
ને સોંપવા તૈયાર છે કમળા તણો સૌ વારસો;
એવું કહીને કાનમાં કૈં વાત ધીમેથી કરી,
યુક્તિ પ્રયુક્તિથી હૃદય મામા તણું લીધું હરી. ૧૦૧

બે ચાર દહાડા લોક સૌ વાતો કરીને થાકશે,
પણ આપણું દારિદ્ર આખા જન્મનું ભાગી જશે;
છો ભાઇ ભાભારામના માટે કહું અત્યારથી,
આ વાત જાશે બ્હાર તો મ્હારા સમી એકે નથી. ૧૦૨

પળવારમાં તે વાતનો સૌ મર્મ હું સમજી ગઈ,
થાશે હરાજી માહરી મનથી વિચાર્યું મ્હેં તહીં;
આ દુષ્ટ રાક્ષસણી મ્હને ઉંડે કુવે ઉતારશે,
મુજ તાત કેરા કુળને કાળું કલંક લગાડશે. ૧૦૩

ગુણવંત ઉપર કોપનું કારણ હવે મ્હેં જાણિયું,
વિજળી તણા ચમકાર પેઠે હૃદય મ્હારૂં ચોંકિયું;
રે ! રે ! પિતામાતા જતાં મ્હારૂં જગતમાં કો નહી,
આ દુષ્ટના કરથી બચાવા હાય ! મ્હારૂં કો નહી. ૧૦૪

આ વાત કે'વા કોઇને, હિમ્મત મ્હને આવી નહી,
મ્હારા નસિબમાં દુઃખ તેથી શરમ છોડાઈ નહી;
ગુણવંતને પણ વાત આ કે'વા વખત નવ આવિયો,
ઘરથી નિકળવા બ્હાર પૂરો જાપતો મુજ પર થયો. ૧૦૫

જેવી ફસાયે ગાય દુષ્ટ કસાઇ કેરા હાથમાં,
તેવી દશા મ્હારી થઈ મામા તણા આવાસમાં;
હું રોઇને મ્હા દુઃખમાં રજની દિવસ વિતાવતી,
રે હાય ! મ્હારૂં શું થશે ? એ રીતની ચિન્તા થતી. ૧૦૬

ક્યાંથી દયા જન દુષ્ટને નિજ સ્વાર્થના આવેશમાં,
શાનો ડરે તે પાપ કરતાં દ્રવ્ય કેરા લોભમાં;
સ્વાર્થી જગતમાં આંધળો તે અન્ય કૈં દેખે નહી,
પડદો છવાતાં સ્વાર્થનો પરદુઃખને પેખે નહી. ૧૦૭

મામા ભમાયા પાપિણી મામી તણી બહુ ધાકથી,
ને સ્વાર્થના આવેશમાં સૌજન્યને દીધું ત્યજી;

મ્હારા નસિબના યોગથી મામી તણું ધાર્યું થયું,
મુજ લગ્ન લજ્જારામ કેરા પુત્રની સાથે થયું. ૧૦૮
કીધી હરાજી માહ્યરી નાણું નગદ ઉપજાવિયું,
મ્હારા પિતાના કુળને કાળું કલંક લગાડિયું;
મિલકત બધી મુજ તાતની એ દુષ્ટ દૈત્ય ગળી ગયો,
વય અષ્ટનો વરરાય મુજને વારસામાં સોંપિયો. ૧૦૯
આણી ભરૂંસો ભાઇને સોંપી ગઈ મુજ માતડી,
ત્હેણે દગો દઇ બ્હેનના વિશ્વાસ પર મુકી છરી;
જોડી અઘટતી જોડતાં મામે વિચાર નહી કર્યો,
નિજ સ્વાર્થની ખાતર અફળ અવતાર કીધો માહ્યરો. ૧૧૦
છે ગાય ને કન્યા ગરિબડાં જ્યાં દૌએ ત્યાં જાય છે,
પરવશ પડેલાં પ્રાણિયોમાં જીવન ઝોલાં ખાય છે;
જે તાત કન્યાના ભવિષ્યના સુખને ના ઇચ્છતો,
તે દુષ્ટ કોટી કલ્પ રૌરવ નર્કનો ભોક્તા થતો. ૧૧૧

× × × × ×

મ્હારી અકારી જીંદગીનો અંક બદલાયો વળી,
મામા તણા ઘરથી ઉપાડી સાસરા માંહી ધરી;
મુજ કંથ અષ્ટ વરષ તણો હું વર્ષ પૂરાં બારની,
ભુંડા કરમના યોગથી અણુજુગતી, જોડી બની. ૧૧૨
સાસુ શ્વસુર આનંદ પામ્યાં નયનથી ન્યાળી મ્હને,
સૌ જીંદગી કેરી કમાણીનું સ્વરૂપ ધારી મ્હને;
મુજ જેવડી નણદી સખી સમ સ્નેહ દર્શાવી રહી,
સ્વામી તણી વસમી દશા મુજને નિહાળીને થઈ. ૧૧૩

સંતાય મુજને દેખતાં વિક્રાળ વાઘણુ શી ગણી,
હું જાઉં ઘરમાં કે તુરત તે બ્હાર જાયે નીકળી;
નીચું નિહાળી જાય નાસી, દૂરથી દેખી મ્હને,
ચમકેલ અશ્વ સમાન, મુજને દેખતાં વ્યાકુળ બને. ૧૧૪

સહુ અંગ ઉઘાડુ દિસે, પ્હેરે જરા શી પોતડી,
મુખથી વછૂટે લાળ, ભાષા સ્હેજ બોલે તોતડી,
પગમાં રૂપાનાં સાંકળાં ને ચૂડીઓ બે હાથમાં,
હરરોજ શેરીમાં રમે સૌ બાળકોની સાથમાં. ૧૧૫

દઈ દોટ ઘરમાં આવિને મુજ સાસુને વળગી પડે,
"ઓ મા મ્હને તે ખીજવે છે." એમ બોલીને રડે,
એ જોઇને જાઉં બળી હોળી ઉઠે મુજ અંતરે,
ઓ દુષ્ટ મામા હાય મ્હારો અફળ ભવ કીધો અરે. ૧૧૬

ભાવે નહીં ખાવું પિવું ને ઉંઘ પણ નહીં આવતી,
નિશ્વાસ નાંખી રોજ નયને નીર હું વરસાવતી,
હું જાઉં કૂવે કે તળાવે ત્યાં સખી મુજ જેવડી,
મુજ વરતણી વાતો કરી મુજને ચિડાવે સૌ મળી. ૧૧૭

બોલાય ના મુજથી જરી શરમાઈ મુખ સંતાડતી,
મન માંહી મામા મામીને હું શ્રાપ ઝાઝા આપતી;
જે રીત આંતરડી બળે મ્હારી સખીના બોલથી,
તે રીત બળજો હૃદય ત્હેનું આ દશા મ્હારી કરી. ૧૧૮

મ્હારા સમાણી સુંદરી કેલી કરે નિજ કંથથી,
તે જોઇ મ્હારા હૃદયમાં ઉર્મી પ્રકટતી પ્રેમની,



મુજ નાથ અષ્ટ વર્ષ તણો દેખું જતાં નિશાળમાં,
નિશ્વાસ નાંખું હું ઘણા રમતો નિહાળી બાળમાં:

પણ તે વિચારો મન વિષે પળ માંહી વિરામી જતા,
આઘાત થાતો અંતરે અવલોકતાં મ્હારી દશા. ૧૧૯

મુજ નાથ અષ્ટ વરષ તણો દેખું જતાં નિશાળમાં,
નિશ્વાસ નાખું હું ઘણા રમતો નિહાળી બાળમાં;
રે ! રે ! વિધાતા વેરીએ આ શું લખ્યું મુજ ભાગ્યમાં,
શાં પાપ મ્હેં પૂર્વે કર્યાં મુજને ઉશેટી આગમાં. ૧૨૦

સાસુ અને નણદી મ્હને મીઠી નજરથી ન્યાળતાં,
મુજને હસાવા હરઘડી વાતો રસિક ઉચ્ચારતાં;
દિલમાં પ્રકટતી લ્હાયથી હસવું મ્હને આવે નહીં,
ઉદાશ અંતઃકરણમાં વાતો રસિક ભાવે નહીં. ૧૨૧

દશ દિવસ મ્હારા એ રીતે સસરા તણા ઘરમાં ગયા,
ગુણવંતનાં દર્શન વિના દશ ભવ સમા મુજને થયા;
ગુણવંત જો મુજને મળે તો કર્મની કથની કહું,
હું એમ ધારી અંતરે ગુણવંતને મળવા ચહું. ૧૨૨

રે ! રે ! દશા આ દેખતાં ગુણવંત પણ દુખિયો થશે,
અવતાર મ્હારો અફળ જાણી નીર નયને આણશે;
પળમાં થતો વિચાર કે છે શું હવે ગુણવંતથી,
કરવો ઘટે છે દૂર ત્હેનો ખ્યાલ મ્હારા ચિત્તથી. ૧૨૩

ગત જન્મના સરખો હવે સંબંધ ત્હેનો માનવો,
તે સ્વપ્ન સરખો ખ્યાલ મ્હારા મન થકી વિસારવો;
ગુણવંતને ભૂલી જવા દૃઢ યત્ન હું કરતી હતી,
ને હૃદયમાં મુજ કંથને હું સ્થાપવા મથતી હતી. ૧૨૪

પણ ના ભુલાયો અંતરેથી પ્રેમ એ ગુણવંતનો,
જળના તરંગો પેઠ રહી રહીને હૃદયમાં આવતો;
હર વખત ત્હેની આકૃતિ મુજ હૃદય આગળ આવતી,
ઘર કામમાં પણ ચુક, ઝાઝી વાર મ્હારાથી થતી. ૧૨૫
બહુ વાર ચોખા દાળ ભેગાં થઇ જતાં મુજ હાથથી,
બહુ વાર પુંજો ઘર તણો હું લઇ રસોડે નાંખતી;
બહુ વાર એઠું ઠાલવું જળથી ભરેલા પાત્રમાં,
બહુ વાર વાગે ઠેસ ઘરમાં ચાલતાં મુજ પાયમાં. ૧૨૬
બહુ વાર ભાન ભુલી જઇ હું શુન્ય થૈ ઉભી રહું,
હું કયાં ફરૂં છું શું કરૂં છું તે દશા વિસરી જઉં;
મનમાં સમજતી હું હતી, કે આ મ્હને ઘટતું નથી,
મનથી પરાયા પુરૂષનું કરવું સ્મરણ ઘટતું નથી. ૧૨૭
જળ જાન્હવી સમ જીવન મ્હારૂં શુદ્ધ હું ન્હાતી હતી,
ગુણવંતને કરવા કલંકિત ઉપર ઈચ્છા ના હતી;
પણ પ્રેમના બળ આગળે નીતિતણું નવ ચાલતું,
પરવશ પડેલું હૃદય મ્હારૂં હઠ કરે નવ માનતું. ૧૨૮
હું બળ કરી સહુ વાર મ્હારો જીવ કબજે રાખતી,
ત્હોયે સમાધી માહારી ગુણવંતથી લાગી જતી;
નિર્દોષ બાળા વય વિષે આનંદ ક્રીડા જે કરી,
તે પ્રેમ સાગરના તરંગો હૃદય ડોલાવે ફરી; ૧૨૯
મુજ મન વિષે ઇચ્છા હતી ગુણવંતનાં દર્શન તણી,
શી રીત આવે યોગ એ'વો એમ હું વિચારતી;

મુજ મામીએ ધમકાવિયો તે દિવસ મ્હેં જોયો હતો,
વળતી થતાં હું કબજ મળવાનો સમય નહિ આવતો. ૧૩૦

કોને કહું આ વારતા શી રીતે સંદેશો કહું,
શી રીતે ભેટો થાય ત્હેનો એમ અંતરથી ચહું;
અંતરતણો ઉભરો બધો તે પાસ જૈ ખાલી કરૂં,
મ્હારૂં જીવન વૃત્તાન્ત તેની સમીપ જૈ કહેવા ચહું. ૧૩૧

મુજ શ્વશુરની પાડોશમાં બે ચાર ઘર બીજાં હતાં,
મુજ મામિ કેરાં ફોઈ તે પાડોશમાં રહેતાં હતાં;
ચપળા કરીને તેમને દશ વર્ષની પુત્રી હતી,
મુજ પાસ તે હર વખત આવી પ્રેમ પૂરો દાખતી. ૧૩૨

ગુણવંતની શેરી વિષે મોસાળ ચપળાનૂં હતું,
તે કારણે તેનું તહાં બહુવાર જાવાનું થતું;
મ્હેં તેહ સાથે ગુપ્ત સંદેશો કહ્યો ગુણવંતને,
મળવા મ્હને એકાન્તમાં, સમિસાંજના શિવ મંદિરે. ૧૩૩

મળવા મ્હને ઈચ્છયું નહી, કૈં લોક લજ્જાના બળે,
નિજ હસ્તથી લખી પત્ર ત્હેણે પાઠવ્યો મ્હારી કને;
મુજ પાસ આવ્યો પત્ર તે મ્હેં પ્રેમથી કરમાં ગ્રહ્યો,
ગુણવંતનાં દર્શન સમો આલ્હાદ અંતરમાં થયો. ૧૩૪

ઘડીવાર દુઃખ ભુલી ગઇ, આનંદ સાગરમાં પડી,
એકાન્ત મળતાં એકલી હું તુરત મેડી પર ચઢી;
લખતાં પડેલાં અશ્રુએ કૈં અક્ષરો છેકાયલા,
તે જોઈ મ્હારી આંખમાંથી ઓઘ અશ્રુના વહ્યા. ૧૩૫

કોટી છબી ગુણવંતની એ અક્ષરે રમતી હતી,
જાણે મ્હને નીતિ તણો ઉપદેશ એ કરતી હતી;
સુવર્ણ સરખાં વાક્ય પંક્તિબદ્ધ ગોઠવિયાં હતાં,
પરિધાન મુજ હૃદયે થવાનાં ચિત્ર ચિતરિયાં હતાં. ૧૩૬
ઉપદેશ આશ્વાસન ભરેલાં વાક્ય એ ગુણવંતનાં,
મુજ હૃદય વીણા વાદ્ય સાથે ગાન કરવા લાગિયાં;
તે સાંભળો સરવે ત્હમે મુખ પાઠ ત્હેનો છે મ્હને,
મ્હારા જીવન ગુરૂદેવને નવરાવજો અશ્રુ જળે. ૧૩૭

* * * * *

દુર્દૈવથી પરવશ પડેલી સ્નેહની એ વેલડી,
આ પત્ર વાંચીને હવે કરજે સમાપ્તિ સ્નેહની;
જાજે ભુલી અંતર વિષે તું આજથી ગુણવતને,
ના લાવતી એ બાળપણના ભાવ ત્હારા અંતરે. ૧૩૮
દેખી દશા ત્હારી દુઃખી છું વાત નક્કી માનજે,
તું ધૈર્ય ધારીને સદા હૈયું કઠણ કરી રાખજે;
જે સાથ જોડયું જીવન ત્હારૂં તે હવે નીભાવજે,
બળવાન ઇચ્છા દૈવની છે એમ મનથી માનજે. ૧૩૯
મનથી મ્હને ના ઇચ્છતી એ પ્રાર્થના મ્હારી હવે,
સ્રીધર્મથી ઉલટી વહી બનતી કલંકિત ના હવે;
જેને વરી તે નાથ ત્હારો જીંદગીનો સાર છે,
ભવસાગરે તુજ દેહરૂપી નાવનો આધાર છે. ૧૪૦
મુજને હવે તુજ ધર્મનો બંધુ હૃદયમાં ધારજે,
તું ધર્મની ભગિની બની મુજને સદા સંભારજે;

સંસારમાં સહુ નારને ભગિની હવેથી મ્હેં ગણી,
ગુણવંત કેરા પ્રેમની એ માનજે પ્રેમાંજલી. ૧૪૧
* * * * *
અમૃત સમા ઊપદેશવાળો પત્ર એ ગુણવંતનો,
તે વાંચતાં મુજ નયનથી અશ્રુ પ્રવાહ વહ્યો ઘણો;
બે ચાર વેળા વાંચતાં મુખપાઠ વાકયો થૈ ગયાં,
મુજ હૃદયમાં તે વાકય વિધિના લેખ સમ અંક્તિ થયાં. ૧૪૨
ગુણવંત ઉપર તે પળે અતિ પૂજ્ય બુદ્ધિ ઉપજી,
છે ધન્ય બાલસખા ત્હને મ્હારી સુધારી જીંદગી;
તું આજથી ગુરૂદેવ મ્હારો, હું હવે શિષ્યા સદા,
ઉપદેશ ત્હારો અંતરેથી ના વિસારૂં હું કદા. ૧૪૩
મુજ માટ ત્હેં સંસારને આપી અરે તિલાંજલી,
તે ના ગમ્યું મુજ અંતરે ઓ સંતના શીરોમણી;
એ કઠણ વૃત ત્હારૂં સખા મુજ હૃદયને વિદારશે,
મુજ માટ ત્હેં સુખ ત્યાગિયું તેથી મ્હને ચિન્તા થશે. ૧૪૪
'જાજે ભુલી અંતર વિષે તું આજથી ગુણવંતને,'
એ વજ્ર સરખાં વાકય ત્હારાં કેમ ના બાળે મ્હને;
અવિભક્ત અંતર આપણું તે કેમ ભિન્ન હવે થશે,
જળથી અલગ થતાં જરા, શું માછલી જીવી શકે? ૧૪૫
તુજને નિહાળી દૂરથી મુજ હૃદય રિઝાવીશ હું,
તુજ ધર્મની ભગિની બની હરનીશ સંભારીશ હું;
જે સાથ જોડયું જીવન મ્હારૂં તેહ નીભાવીશ હું,
મુજ નાથને ઇશ્વરતણા અવતાર સમ માનીશ હું. ૧૪૬

પણ તુજ ઉપરનો પ્રેમ મ્હારો લુપ્ત થાવાનો નથી,
સહવાસ ત્હારો હે સખા ! મનથી ભૂલાવાનો નથી;
એ રીતના વિધવિધ વિચારો હૃદયમાંહી આવતા,
ગુણવંત ઉપર નિર્વિકારી પ્રેમને દરશાવતા. ૧૪૭

* * * * *

વર્ષા સમયનાં વાદળાં પેઠે દિવસ જાતા હતા,
મ્હારી દશાના રંગ પણ તે સાથ બદલાતા હતા;
સ્વામીતણું સુખ તો મ્હને તલ માત્ર પણ મળતું નહી,
સાસુ નણદના સંગમાં દિન માહ્યરા જાતા વહી. ૧૪૮
એકાન્તમાં હું કંથ સાથે બોલવા ઇચ્છા કરૂં,
પણ જાય નાશી દૂર મુજને દેખતાં હું શું કરૂં;
જો હસ્ત ઝાલું હેતથી તો ચીસ પાડીને રૂવે,
હું શું કરૂં કોને કહું આ કર્મની કથની હવે. ૧૪૯
આવે સપરમા દિવસ ને આનંદ માણે માનુની,
નિજ સ્વામીની સંગે રમે નવ યૌવના મ્હારા સમી;
કો નવલ વસ્ત્રાભૂષણ ધારી દેવને મંદિર જતી,
નિજ નાથની વાતો કરી સખી સંગ મુખ મલકાવતી. ૧૫૦
વનિતા વિનોદ ઘેલડી મળી પ્રેમની વાતો કરે,
મ્હારા હૃદયમાં તે સમે સંતાપની હોળી બળે;
આ અણસમજણા નાથ મ્હારા સમજણા કયારે થશે,
કયારે મ્હને આનંદના અબ્ધિ વિષે નવરાવશે. ૧૫૧
દિન રાત હું સંતાપમાં મહા કષ્ટથી વીતાવતી,
ઉગતા હૃદયના ભાવને મ્હા યત્નથી નીવારતી;

હું શિયળવંતી શુદ્ધ મનની ઉચ્ચ કુળમાં અવતરી,
નિજ સ્વાર્થ સાધી મામીએ દુઃખમય બનાવી જીંદગી. ૧૫૨

× × × × ×

અંકુશ મુજ સાસુ તણો સસરા ઉપર પૂરો, હતો,
વરતે સ્વચ્છંદે તે સદા મદ પૂર્ણ યૌવનનો હતો;
સસરા હતા વયવૃદ્ધ ઝાઝું આંખથી દેખાય ના,
અપમાન મુજ સાસુ કરે પણ તેહને કહેવાય ના. ૧૫૩

છણુકા કરે સાસુ સદા શબ્દો અઘટતા ઉચ્ચરે,
વયવૃદ્ધ મુજ સસરા બિચારા સહન તે સરવે કરે;
મુજ હૃદયમાં આવે દયા નિર્દોષ એહ વડીલની,
સઘળુ નિહાળી હું રહું ઉર બીક બહુ સાસુ તણી. ૧૫૪

પાડોશનાં નરનારને આવે દયા ડોસા પરે,
પણ કર્કશા સાસુતણી ભીતી સરવ મનમાં ધરે;
મુજ નાથને પણ રોજ મારે માર મ્હારા દેખતાં,
તે જોઇને મ્હારા નયનમાં નીર નિત્યે આવતાં. ૧૫૫

મુજ સાથ પણ ધિમે ધિમે નિજ સ્વરૂપને પ્રગટાવિયું,
ત્હેં આ ઉઘાડયું, આ બગાડયું, એમ કહેવા માંડિયુ;
હું સર્વ સાંખીને રહું ઉત્તર નહી આપું કદા,
તોપણુ ગમે તે વાંક કાઢી ત્રાસ આપે સર્વદા. ૧૫૬

પ્રત્યક્ષ મુર્તી કલેશની જાણે વિધાતાએ ઘડી,
હું પુર્વના દુર્દૈવથી એ સાસુને પારે પડી;
જે જન્મથી દુખમાં વસ્યુ તેને કદી સુખ હોય ના,
ઘનઘોર અંધારી નિશામાં ચંદ્ર દર્શન હોય ના. ૧૫૭

ત્યાં એક દેવીદાસ નામે દુર્ગુણી સાધુ હતો,
અમ શેરીમાં દરરોજ તે ભીખ માગવાને આવતો;
બહુ મંત્રજંત્ર અનેક તંત્રો વસીકરણ કરી જાણતો,
ભોળાજનોને ભોળવી તે ગામમાં ફાવી જતો. ૧૫૮

છાપાં તિલક ઝાઝાં કરીને શરીરને શોભાવતો,
કરમાંહિ પ્હેરે બ્હેરખા દશ વિશ માળા ધારતો;
રાખે વળી કરતાલ કરમાં કૃષ્ણ કૃષ્ણ કહ્યાં કરે,
આંકેલ સાંઢ સમાન આખા ગામમાં નીત્યે ફરે. ૧૫૯

આવી અમારે ઘેર નીત્યે બેસતો ડોસા કને,
હી ! હી ! કરી હસતો ઘણું મુખથી ગમે તેવું લવે;
સંબધ વિનાનાં ઘણાં વચનો ઉચારે જ્ઞાનનાં,
બહુ ડોળ રાખે સિદ્ધનો જાણે ખપુ ચિદ્ધાનમાં. ૧૬૦

મુજ સાસુની સાથે સદા વચનો વદે વૈરાગ્યનાં,
નાચે કુદે પદ ગાય રાધા કૃષ્ણના શ્રૃંગારનાં;
નાંખે નજર મ્હારા તરફ કારી વિકારી આંખથી,
હું સર્વ લક્ષણ એહનાં સમજી ગઈ મુજ હૃદયથી. ૧૬૧

આવે વખત બેવખત ઘરમાં એકલી દેખી મ્હને,
ચેષ્ટા કરે બહુ અંગની કુદૃષ્ટિએ દેખે મ્હને;
ઉત્તર નહીં આપું છતાં બોલે મ્હને બોલાવતો,
ને પ્રસંશા પોતાતણી નીજ મુખથી કરતો હતો. ૧૬૨

હું શરમની મારી સહુ વચનો કહે તે સાંખતી,
મુજ મન થકી એ દુષ્ટને યમદૂત સરખો માનતી;

સાસુ કને નહી વાત થાયે કંથને હુ શું કહુ,
મૌન ધારી અંતરે હું એ દુષ્ટ બોલે તે સહુ. ૧૬૩

મુજને ફસાવા કારણે યુક્તિ અધીક દુષ્ટે કરી,
હું કોઈ રીતે તેહના ફંદા વિશે આવી નહી;
જળમાં કમળ રહે છે સદા પણ સ્પર્ષ જળનો થાય ના,
સતિનું વિમળ મન કોઇ કાળે વિષયમાં લલચાય ના. ૧૬૪

હું એક દહાડો ઘેરથી સમી સાંજના બેડુ લઇ,
પાડોશની પ્રમદાતણી સંગે કુવે પાણી ગઇ;
એ લાગ જોઈ દુષ્ટ દેવીદાસ વાંસે આવિયો,
ને ચાર ત્હેના દુષ્ટ સાથી સાથ છુપાઇ રહ્યો. ૧૬૫

હું જળ તણું બેડુ ભરી ચાલી કુવેથી જે ઘડી,
થાશે અસુરૂ એમ જાણી ઝડપ ચાલ્યાની કરી;
પ્રમદા હતી મુજ સંગમાં તે સ્હેજ પાછળ રહી ગઇ.
તે લાગ જોઈ દુષ્ટ દેવીદાસ આવ્યો સજ થઈ. ૧૬૬

બે બાજુએથી બે જણા આવ્યા અચાનક માર્ગમાં,
બેડુ ઊઠાવ્યું માહારૂં નાઠા લઇ પળવારમાં;
જેવી રીતે સીતા સતીનું હરણ કીધું રાવણે,
આવી પછાડીથી મ્હને પકડી તરત એ સાધુડે. ૧૬૭

મુખ દાબીયું બહુ બળ કરી તેથી અવાચક હું થઇ,
અણુચિંતવ્યા આ યોગથી શુદ્ધિ સરવ મ્હારી ગઈ;
અદ્ધર ઉઠાવી મુજને સંકેત સ્થાને લઇ ગયો,
મ્હારૂં શિયળ સંહારવા એ દુષ્ટ તત્પર થઈ ગયો. ૧૬૮

મ્હેં સ્મરણ કીધું શ્રીહરિનું શિયળનું રક્ષણ થવા,
ચંડી સ્વરૂપ ધારી ઉભી એ દુષ્ટને સંહારવા;
બળહીણ હું પણ એ સમે પ્રભુએ મ્હને બળ આપિયું,
નહિ પ્રાણની પરવા રહી દ્રઢ નિશ્ચયી હૈયું થયું. ૧૬૯

ઓ દુષ્ટ કુડાં કર્મના કરનાર નીચ નરાધમા,
ધીક્કાર છે શતવાર તુજને પાપ કેરા પુતળા;
છે ધીક્ક ત્હારા ભેખને ધીક્કાર ભક્તિ તાહ્યરી,
આ કૃત્ય કુડાં તાહ્યરાં ક્યમ સહન કરશે શ્રીહરી. ૧૭૦

આ શબ્દ મ્હારા સાંભળી હી હી હસ્યો કામાન્ધ એ,
આવ્યાં હવે મુજ લાગમાં શાન્તિ ધરો શ્યામા ત્હમે;
ખાઓ પીઓ ધન વાવરો માણો મઝા મન માનતી,
આ દાસ ઉપર રે'મની દૃષ્ટિ કરો હે માનુની. ૧૭૧

સાસુ ત્હમારાં સર્વ રીતે માહ્યરી સેવા કરે,
ને આપ અતડાં રહો તે મ્હારા હૃદયને ના ગમે;
સ્વામી ત્હમારો છેક ન્હાનો છો ત્હમે નવયૌવના,
સમજી સલુણી શાન્ત થૈ મ્હારી સ્વીકારો યાચના ૧૭૨

એવું કરી એ દુષ્ટ ત્યાં મુજને પકડવા આવિયો,
ધુળ ચાટતો પળવારમાં પગના પ્રહારે મ્હેં કર્યો;
પછી દોટ મુકી તુર્ત મ્હેં નિકળી જવા ઘર બારણે,
એ દુષ્ટ પાછળ આવિયો મુજને પકડવા કારણે. ૧૭૩

મ્હેં બૂમ પાડી ધાઓ કોઈ આ સમે ઉગારવા,
આવ્યા અચાનક બે જણા તે ઠામમાં ઉતાવળા;

મ્હેં ઓળખ્યો ગુણવંત ત્હેના મિત્ર સાથે આવિયો,
જાણે અણીના સમયમાં જગનાથ સ્હાય મ્હને થયો. ૧૭૪

ગજને બચાવા ગ્રાહથી જાણે પ્રભુ આવી ચડયા,
બન્ને જણાને દેખતાં કર દુષ્ટના હેઠા પડયા;
ઝાઝી ચઢાવી રીસ ને એ દુષ્ટ વાણી ઉચર્યો,
જાઓ ત્હમારે મારગે જો આશ જીવ્યાની કરો. ૧૭૫

એવું કહી એ દુષ્ટ મુજને ઝાલવાને આવિયો,
તે સમય ત્યાં ગુણવંત દેવીદાસને બાઝી પડયો;
ગુણવંત દેવીદાસ બે બાઝ્યા કરીને બાકરી,
ગુણવંતના મિત્રે મ્હને છટકી જવા સંજ્ઞા કરી. ૧૭૬

મુજ માટ સંકટમાં પડેલાને તજી નિર્દય થઇ,
ના છૂટકે નાઠી તહીંથી સાસરે સત્વર ગઈ;
નવ શ્વાસ માય શરીરમાં, બોલાય ના મુખથી જરી,
મુજ સાસુની પાસે જઈ હું ધ્રુશકે રોઈ પડી. ૧૭૭

સાસુ કહે વહુ શું થયું તું કયારની કયાં ગૈ હતી,
ઝટ બોલ શા માટે રડે ઉત્તર નથી કયમ આપતી.
મ્હેં સર્વ મુજ ઉપર વિતેલું અથ ઇતી માંડી કહ્યું,
તે સાંભળી સાસુતણું મુખ ક્રોધથી રાતુ થયું. ૧૭૮

લાગી મ્હને ધમકાવવા, શબ્દો વદી અણ છાજતા,
શું છેતરે છે તું મ્હને દુર્ગુણ જણાવી સંતના;
એ દેવના અવતાર જેવા સંતને દોષિત કરે,
થઇ આજ કાલતણી મ્હને ઉડાવવા હિંમત ધરે. ૧૭૯

જો નેવનાં નીર મોઝા જાયે, પશ્ચિમે ઉગે રવી,
આવે શીતળતા અગ્નિમાં, ઉલટી વહે કદી જાન્હવી;
બનવું અશકય બને કદી પણ વાત એહ મનાય ના,
મહારાજ દેવીદાસ તેહ વિકારને વશ થાય ના. ૧૮૦

ત્હેં કૃત્ય કૈં કુડુ કર્યું તે મુજથી છુપાવવા,
મનથી ચહે એ સંતને શીર સર્વ ઢોળી પાડવા;
એવાં વદીને વેણુ ઝાઝાં ગાભરી મુજને કરી,
બોલી શકી નહી કાંઇ હું મેં મૌન વૃત્તિ આદરી. ૧૮૧

રે ! રે ! પ્રભુ હું શું કરૂ સાચું કહ્યું જુઠું થયું,
જ્યાં વ્હાર ત્યાંથી ધાડ આવી ઝેર અમૃતનું થયું;
મુજને બચાવી દુષ્ટ કરથી વ્હોરીને શિર આપદા,
એ ધર્મ બંધુના ઉપર આવી અરે શી આપદા. ૧૮૨

કયાં દુષ્ટ દેવીદાસ એ મદમસ્ત હસ્તીના સમો,
સામો અરે ગુણવંત કયાં કોમળ અને કૃષ અંગનો;
રે હાય ! મ્હારે માટ એના જીવનની હાની થશે,
એ દુષ્ટ એના અંગને મરડી મચરડી નાંખશે. ૧૮૩

નજરે નિરખવાનો સમય આવ્યો છતાં એળે ગયો,
નિરભાગિણી હું નારના કરમે દુઃખી તેતો થયો;
એ રીતના કરતાં વિચારો રાત સૌ વિતી ગઈ,
દિન ઊગતાં સહુ ગામમાં ચરચા અધિક મ્હારી થઈ. ૧૮૪

મ્હારા સંબંધે સાધુડે સૌને જુઠુ સમજાવિયું,
પોતાતણું જે કૃત્ય કાળુ તે સરવ છુપાવિયું;

મુજ સાસુ પાસે આવીને વાતો બનાવીને કરી,
નજરો નજર મ્હેં આજ દેખી, દુષ્ટતા વહુઅર તણી. ૧૮૫

ગુણવંત સાથે સાંજના તે એકલી જાતી હતી,
તેના ખમાયું મુજ થકી માટે કરી રોકી હતી;
કીધું ઘણું અપમાન મ્હારૂં શબ્દ અણુઘટતા વદી,
છે બાળ બુદ્ધિ એમ જાણી મ્હેં સહન શક્તી ધરી. ૧૮૬

ગુણવંત સાથે મિત્ર ત્હેનો એક આવેલો હતો,
તે બે જણે મળીને મ્હને ત્યાં માર ઝાઝો મારીયો;
થાતી અનીતી ટાળવા હું ફરજ સમજીને ગયો,
તો ધરમ કરતાં ધાડ આવી લાભ એ મુજને થયો. ૧૮૭

આ સાંભળીને વાત ઝાઝી રીસ સાસુએ કરી;
મ્હારા ઉપર વિક્રાળ વાઘણુ પેઠ તે તુટી પડી;
એ દુષ્ટ રંડા કેમ મુખથી વાત ત્હેં જુઠી કરી,
ત્હારૂં છુપાવા કૃત્ય કાળુ વાત કેવી ગોઠવી. ૧૮૮

ચોરી કરીને ચોર દંડે જેમ ચોકીદારને,
તેવો કર્યો ત્હેં તાલ પણુ નવ પાપ તો ઢાંકયું રહે;
અપવાદ જુઠો ઈશ જેવા સંતને શીરે ધરી,
થઈ આજ કાલ તણી મ્હને ઉડાવવા યુક્તિ કરી. ૧૮૯

આવું વદી મુજ પાસથી છણુકો કરી ઘરમાં ગઈ,
તે સમયથી સૌ રીતથી મ્હારી દશા માઠી થઈ.
સૌ લોકમાં મ્હારા સંબંધે આળ અણુઘટતાં ધરી,
મ્હારી અને ગુણુવંતની બહુ રીત વાતો ગોઠવી. ૧૯૦

મુજ કંથને ગુણવંતનું દઇ નામને ભંભેરિયો,
જુઠ્ઠા ભરાવી કાન મુજને મારવા ઉશ્કેરિયો;
એ અણસમજણા નાથ મ્હારા માતની વાતો સુણી,
બહુ દુ:ખ દેવા લાગિયા વ્યભિચારીણી મુજને ગણી. ૧૯૧

*   *   *   *   *

દરકાર મ્હારા દેહની તલભાર મુજને ના હતી,
પણ એક ચિન્તા નિત્ય મ્હારા હૃદયને વીદારતી;
મુજ કારણે ગુણવંત ઉપર આળ જુઠું આવતું,
તેથી હૃદય મ્હારૂં સદા સંતાપથી બળતું હતું. ૧૯૨

જેણે અરે મુજ કારણે સંસારની હોળી કરી,
જેણે મ્હને ઉપદેશ આપી સત્ય પંથે દોરવી;
જે ધર્મનો અવતાર પારાવાર સૌ સદ્‌ગુણનો,
તે હું અભાગી નારના કરમે વગોવાયો ઘણો. ૧૯૩

હું પ્રાર્થના કરતી પ્રભુ તું સત્યનો આધાર છું,
આથી અધિક સંકટ પડે તે સાંખવા તૈયાર છું;
પણ શિયળ મ્હારૂં હે હરિ તું સર્વદા નીભાવજે,
આ દીન દાસીને સદા તું સહનશક્તિ આપજે. ૧૯૪

હું દોહ્યલા દિન માહ્યરા મહા દુ:ખમાં વીતાવતી,
મુજ નાથને ઇશ્વરતણા અવતાર સરખા માનતી;
એકાન્તમાં કરી પ્રાર્થના હું સત્ય વાત જણાવતી,
મ્હારા વિતકની વારતા હું તેમને સમજાવતી. ૧૯૫

પણ માતની શીખામણે બહુ માર મુજને મારતા,
ને વજ્ર સરખાં વાકયથી મ્હારા હૃદયને બાળતા;

ઠરવા તણું નહી ઠામ મ્હારે ક્યાં જઉં કોને કહું,
દિન રાત કાઢું રોઇને હું સંકટો સરવે સહું. ૧૯૬
મુજ સ્વસુર સઘળું સાંભળે મ્હારા વિતકની વારતા,
હું શિયળવંતી શુદ્ધ મનની તેહ પોતે જાણતા;
મ્હારા ઉપરનો ત્રાસ દેખી દુઃખ ડોસાને થતું,
પણ પાપિણી પિશાચણી આગળ કશું નવ ચાલતું. ૧૯૭
મુજ નાથજીને હું કદી નિર્દોષ મનથી લાગતી,
પણ માત પાસે બોલવા હીંમત જરા નહીં ચાલતી;
નણદી નઠારી વેણ વસમાં વદનથી વરસાવતી,
નિજ ભાઇને ભંભેરવામાં તે કસર નહીં રાખતી. ૧૯૮
દિન રાત હું અંતઃકરણમાં ધૈર્યનું બળ ધારતી,
સાસુ નણંદને સાધુના હલ્લા હઠાવી રાખતી;
સંકટતણો શિર પ્હાડ તુટ્યો, જુલમમાં જકડઇ રહી,
હું મૌન્ય ધારી સર્વ સંકટ શિર પર ધારી રહી. ૧૯૯

× × × × ×

દિન એક હું ઘરકામથી થૈ મુક્ત ને બેઠી હતી,
સાસુ નણંદ નહિ ઘર વિષે તેથી જરા શાન્તિ હતી;
તે સમય ચપળાએ મ્હને કૈં પત્ર કરમાં આપિયો,
દેખી હૃદય સમજી ગયું કે પત્ર આ ગુણવંતનો. ૨૦૦
તાપે તપેલા પ્રાણીને જયમ વૃક્ષનો છાંયો મળે,
તરસે સુકાતા કંઠમાં જયમ બુંદ અમૃતનું પડે;
જે રીત ગાઢા તિમિરમાંહી સ્હેજ ચમકે આગિયો,
દારૂણ દુખમાં પત્ર તેવી રીત મુજને લાગિયો. ૨૦૧

અશ્રુ જળે નવરાવિયો એકાન્તમાં એ પત્રને,
આતુર થઈ ઉકેલીયો ભયથી ધડકતા અંતરે;
તેમાં લખેલાં વાકય વાગ્યાં તીરના સરખાં હૃદે,
તે પત્રનો સારાંશ સરવે સાંભળો શ્રોતા તમે. ૨૦૨

× × × × ×

હે જાળમાં જકડાયલી હરિણી સમી હતભાગિની,
દુ:ખમાં ત્હને સંતાપવા લખતાં ધ્રુજે છે લેખિની;
હું નિવડયો અંગાર તુજ સૌભાગ્ય તરૂને બાળવા,
દીધાં ત્હને બહુ દુ:ખ મ્હેં ત્હેની ફરી યાચું ક્ષમા. ૨૦૩

દુરથી નિહાળી દુ:ખ ત્હારૂં સહન થૈ શકતું નથી,
માટે હવે કરવા સમાપ્તિ ચાહું છું સૌ સુખની;
તુજને ખરેખર દુ:ખનો દેનાર જગમાં હુંજ છું,
ત્હેં સહન કરિયું દુ:ખ સરવે અડગ મનની તુંજ છું. ૨૦૪

મનથી હવે સંસાર આ નિ:સાર મુજને લાગતો,
તુજને દુ:ખી નીહાળવા હું હૃદયથી ના ઈચ્છતો;
માટે હૃદય તેડી જશે ત્યાં એકલો હું જાઉં છું,
આ જગતની જંજાળની કરવા સમાપ્તી ચાહું છું. ૨૦૫

તું દુ:ખથી ડરતી નહી અન્તે વિજય ત્હારો થશે,
ત્હારા ઉપરનું વાદળું પળમાંહિ વિખરાઈ જશે;
તુજ પ્રાણથી પણ શિયળને મોંઘું ગણી સંભાળજે,
મનથી સદાને માટ તું ગુણવંતને ભુલી જજે. ૨૦૬

× × × × ×

હિંમતથી બળેલી પદ્મિની પર વજ્રનો ફટકો પડે,
તેવી રીતે એ પત્ર વાંચી દુઃખ વ્યાપ્યું અંતરે;
હિણભાગણી હું નાર શાને જન્મી આ સંસારમાં,
સુખની ઘડી નવ સાંપડી દુખરૂપ આ સંસારમાં. ૨૦૭

નાની વયે માતા પિતા મુજને તજી ચાલ્યાં ગયાં,
મામા અને મામી કરમના દોષથી વૈરી થયાં;
સાસુ નણદ સ્વામી તણે મન હું ઠરી વ્યભિચારીણી;
મનથી પવિત્ર રહી છતાં જગમાં ગણાઈ જારિણી. ૨૦૮

હતભાગિની હું નારથી ગુણવંત પણ દુઃખિયો થયો,
સંસારની હોળી કરી ઘરબાર ત્યાગીને ગયો;
આથી અધિક શું દુઃખ ભોગવવું હજી બાકી હશે,
મ્હારી અકારી જીંદગીનો અંત કયારે આવશે. ૨૦૯

બહુ બળ કરી સાસુ મ્હને કરવા ચહે વ્યભિચારિણી,
મુજ રૂપ યૌવનના વડે કરવા કમાણી પાપિણી;
રે ! દુષ્ટ દેવીદાસ ભુખ્યા વાઘ સરખો ભાસતો,
મ્હારા શિયળનો ધ્વંસ કરવા માટ તલપાં મારતો. ૨૧૦

જેવી ફસાઈ હોય હરણી વાઘના ટોળા વિષે,
તેથી અધિક ભયથી ભરેલી જીંદગી મ્હારી દિસે;
મુજ શિયળને સંભાળવા હું કયાં જઉં ને શું કરૂં,
ઠરવા તણું નહિ ઠામ મ્હારે તો પછી કયાં જઇ ઠરૂં. ૨૧૧

કીધા વિચાર અપાર પણ આધાર કૈં દેખ્યો નહી,
કરવા સમાપ્તિ દેહની મનથી વિચાર્યું મ્હેં તહીં;

વાળુ કર્યા વિણુ રાત્રિએ મેડી ઉપર સૂતી જઈ,
મનની વ્યથાથી લેશ પણુ નિદ્રા મ્હને આવી નહિ. ૨૧૨

મુજથી રીસાઇ નાથ મ્હારા દૂર જઈ સૂતા હતા,
જે ઘોરવાના ઘોષથી મેડી ગજાવી મુકતા;
મુજ દુઃખ પેઠે સર્વ ઠામે તિમિર પ્રસરેલું હતું,
નિર્જન અરણ્ય સમુ સકળ આ જગત મુજને લાગતું. ૨૧૩

બહુ દૂર કૈં કૈં વાર ભસતાં શ્વાનના શબ્દો થતા,
ભેદી તિમિર તે શબ્દ મ્હારા કાન માંહી વાગતા;
વળી દુષ્ટ તસ્કર જાતથી જન વર્ગને ચેતાવવા,
શેરી તણે નાકે થતા ટહુકાર ચોકીદારના. ૨૧૪

મુજ હૃદયમાંહિ વિચારના ઉઠે તરંગો રહીં રહી,
દુઃખ સર્વની કરવા સમાપ્તી ધારતી અંતર મહીં;
મનથી કરી નિશ્ચય પછી ઉઠી પથારી ત્યાગીને,
ચાલી ધિમે પગલે, પતિને પાય દૂરથી લાગીને. ૨૧૫

હું ક્યાં જઉં છું આ પળે મનથી વિચાર્યું ના હતું,
દુખથી દબાયેલા હૃદયમાં ભાન મુજને ના હતું;
હું નીકળી ઘર બ્હાર તો રાત્રી ભયાનક લાગતી,
અંધાર ઘોર ગુફા વિષે હું એકલી જાણે ઉભી. ૨૧૬

આકાશમાંહી તારલા દુર્જન સમા દિસતા હતા,
દુખિણી મ્હને દેખ્યા છતાં ગગને ચડી હસતા હતા;
પાછી નજર કીધા વિના હું પોળને નાકે ગઇ,
દેખી ભયાનક દુઃખ મ્હારૂં, બીક પણુ નાશી ગઇ. ૨૧૭

દિલમાં ડર્યા વિણુ નીકળી દરકાર છોડી દેહની,
ઘાડા તિમિરમાં ઘોર વનમાં એકલી પંથે પડી;
આજે બપોરે આંહી આવી માર્ગનાં દુઃખ ભોગવી,
હું અન્ન જળને ઉંઘવું ત્રણુ દિવસથી પામી નથી. ૨૧૮
મનહર નિહાળી રૂપ શ્રી રણુછોડનાં દર્શન કર્યાં,
વિનવી પ્રભુના ચરણુમાં મુજ દુઃખ નિવેદન કર્યાં;
મ્હેં માફ માગી નાથની તન ત્યાગવાના વાંકની,
હું ગોમતીને તીર નિરજન સ્થાન શોધીને ગઈ. ૨૧૯
તે ઠામમાં અણુચિંતવ્યો આ ભાઇનો ભેટો થયો,
દુઃખ પૂર્ણ મ્હારા દેહનો થાતાં નિપાત બચાવિયો;
કહી આત્મકથની આટલી તરૂણી અવાચક તે થઈ,
દુઃખની અને ભુખની વ્યથાના ભારથી ધરણી ઢળી. ૨૨૦
કરૂણાજનક આ વારતા સૌ સાંભળી દુઃખિયાં થયાં,
તે નારનાં નિર્દય સગાંને શ્રાપ દેવા લાગિયાં;
અશ્રુ ભરેલી આંખથી સરવે ગયાં નિજ મંદિરે,
મ્હેં શાન્તવના ત્હેની કરી વાળુ કરાવ્યું મહાબળે. ૨૨૧

* * * * *

ઓ હિન્દમાં ઉત્તમ મનાતી જ્ઞાતિના અગ્રેસરો,
આ સુંદરીના કર્મની કથની જરા ચિત્તે ધરો;
પાષાણુનાં અંતર તમારાં હોય તો પણુ પીગળે,
દિલમાં દયાની લાગણી ના હોય પણ હૈયું બળે. ૨૨૨
વિકાળ હિંસક પ્રાણીયો પણુ સંતતીને ચ્હાય છે,
પણુ માનવી નિર્દય બની નિજ સંતતીને ખાય છે;

પાળેલ પ્રાણીને કદી ક્રુર ખાટકી પણ ના હણે,
પણ દુષ્ટ માબાપો હણે નિજ પેટના સંતાનને. ૨૨૩
નિજ હસ્ત વાવી વેલડી જળ પાઇને પોષણ કર્યું,
સુખકર બનાવી છાંય રવિના તાપથી રક્ષણ કર્યું;
વિધ વિધ પ્રકારે વિલસતાં વૃક્ષે વિંટાવા તે ગઈ,
નિર્દય બની એ વેલડીને ઝાંખરે ઝીકી જઈ. ૨૨૪
બાળા મનોહર વેલડી આ વિશ્વરૂપી બાગની,
માતા પિતાના હસ્તથી પોષણ થતાં પ્રફુલિત બની;
* સહકાર સમ ગુણવાન સંગે વીંટવા લાયક થઇ,
નિર્દય બની માતાપિતાએ ઝાંખરે ઝીકી જઈ. ૨૨૫
સ્વાર્થી પિતા માતા સુતાના હિતને જોતાં નથી,
તે દાસ પૈસાના બની ગુણ દોષ કૈં જોતાં નથી;
કૈં કાગ કોટે રત્નમાળા એ રીતે બંધાય છે,
લાખો બિચારી બાળિકાનો જન્મ એળે જાય છે. ૨૨૬
થૈ લોભને વશ પાપિયો પ્રીતે હરાજી તે કરે,
આપે વધારે દામ ત્હેને હસ્ત એ કન્યા ધરે;
વય વૃદ્ધ બાળક રોગી કે કો કુટિલને કર જાય છે,
કન્યા કનકની પુતળીનો જન્મ એળે જાય છે. ૨૨૭
કુળવાન કૈં નિજ કુળતણા અભિમાનમાં અંધા બની,
નિજ પુત્રીને જે ઝીકતા સો હસ્તના ખાડા મહીં;
હોયે મુરખ વ્યસની જુગારી ત્હોય ચિત્તે ચ્હાય છે,
ખિલતી કળી સમ બાળિકાનું જીવન નિષ્ફળ થાય છે. ૨૨૮

* આંબો.

રૂપે રૂડા ગુણવાન સદ્દ્વિદ્યા ભણેલા રંકને,
કન્યા તણાં માતા પિતા કુળહીણ ગણશે તેહને;
દુર્ગુણતણા ભંડાર પણ ધનવાનને ચિત્ત ચ્હાયછે,
નિર્દોષ ગુણિયલ બાળિકા દુઃખમાં દટાઇ જાય છે. ૨૨૯

માટે વિચારો બંધુઓ મનમાંહિ સારાસારને,
અર્પો સુતાને યોગ્ય વરથી સુધરવા સંસારને;
તો દિન દિને ભારત ભુમિમાં ધર્મનું બળ વાધશે,
અંતઃકરણની આશિષો બાળા સદા વરસાવશે. ૨૩૦

આ કમનસિબ તરૂણીતણો ઇતિહાસ બાકી છે ઘણો,
તે માંહીથી મ્હેં ફક્ત થોડો ભાગ આજ પ્રગટ કર્યો;
ઉત્તર અવસ્થા તેહની કો સમય પ્રગટાવિશ હું,
આજે સમય રોકયો ઘણો માટે હવે માફી ચહું. ૨૩૧



# સનમની શોધ.



અમે અલમસ્ત આનંદી! સનમને શોધતા ફરીએ;
સ્વચ્છંદે મા'લીએ જ્યાં ત્યાં! ડરાવ્યા ના કદી ડરીએ.
મદિરા ઇશ્કને રંગે! બની રાગી થશું રાજી;
અમારા જાન માલોની! થતી છો આથી હુરાજી.
પડી ના પ્રાણ કે પરવા! અણુ પરવા સનમ પાખી;
ભલે ને ઝખ મારે છે! પુંઠે દુનિયા અરે આખી.
અમિરો શા' અમિનો કે! ભલે હો મહાત્મા મોટા;
ભલે કવિ કોવિદો સજ્જન! અમારે મન બધા ખોટા.
પરમહંસ બાલ યોગિ કે! ભલે મુલ્લા ભલે કાજી;
મહદ જ્ઞાની ગણાતા તે! અમારે મન મૂળા ભાજી.
સનમના માર્ગમાં કાંટા, ભલે બોતી બધી આલમ;
ઉલ્લંઘી આફતો અમને, જવાની જુક્તિયો માલમ.
ક્ષણુ અપવાદ આલમનો સનમ સંગે અચ્યુતાનંદ;
કથિર લોભે કનક ત્યાગી! તજીશું ના સનમ સંબંધ.
સનમના સુત્રથી બાંધ્યા! અમારા પ્રાણના તંતુઓ;
અણુ રકતે લખેલું છે! ઉકેલી જો જીગર જોશો.
તપાસી મૂળ તત્વોને! ઇશકના રાહે ઉતરજો;
અમારા વાદે વા'નારા! વગર સમજ્યે રડી રોશો.



# નિસ્તેજ ઝૂંપડી.

ગઝલ ( ભૈરવી. )

પકવાનના લોભી તમે, ભટકો ભિખી પરઘર ભલે;
સુકી છતાં પણ ભાખરી, ઘરની મીઠી મુજને ગમે.
જુઈ જાઈ ચંબેલી વિષે, મીઠી મઝા તમને મળે;
કાંટા ભર્યું પણ પુષ્પ એ, ગુલાબનું મુજને ગમે.
પ્રમાદથી પોઢો તમે, મશરૂ તણી શય્યા વિષે;
ઉજાગરે આનંદ, કંથા ધાબળી મુજને ગમે.
માખણ ઘસીને મેળવો, મોટા તમે ખેતાબને;
લુખી છતાં સ્હેજે મળે, એ નામના મુજને ગમે.
અન્ય દેવની ઉપાસના, તમને ભલે સુખ શાન્તિ દે;
પણ મોક્ષદાયિ સેવના, માતા તણી મુજને ગમે.
પરની હવેલી ભવ્ય તે, પરિસ્તાન સમ માનો તમે;
દીન ઝુંપડી છોટાતણી, નિસ્તેજ પણ મુજને ગમે.



# બંસીધરને !



જગતના ટેકરે રહીને, મધુરા સૂર આલાપી,
બજાવી બાંસુરી ત્હેં તો, અરે ઓ બાંસુરીવાળા !
મીનોઈ ગીતડાં ગાયો, ખુદાઈની દુવાઇનાં;
જહાંપર રહેમ લાવી તું, અરે ઓ બાંસુરીવાળા !

ખુદાઇની ખરી જ્યોતી, બીયાબામાં ફરી લવતો;
અનલહક્ક બાંગ પુકારી, અરે ઓ બાંસુરીવાળા !
શરાબે ઇશ્કના જામો, છીનાવીને દઈ ઢોળી;
સુધાનાં જામ પીવાડયાં, અરે ઓ બાંસુરીવાળા !
ખરાબે લાધતી કિશ્તી, બચાવી આવીને ત્હેં તો;
ખુદાથી ખુદ મીલાવીને, અરે ઓ બાંસુરીવાળા !
ગુંજાવર ત્હેં કીધો ગેબી, અયે આલમતણા નેતા!
ઊકેલી ત્હેં ઘણી ગુંજો, અરે ઓ બાંસુરીવાળા !
વનોની રમ્ય કુંજોમાં, અને આલમ તણી ગલીએ;
ખુદાના ઇલ્મ તું ટહુકયો, અરે ઓ બાંસુરીવાળા !
અયે પારથ તણા સાથી, જહાંના પારથી સાચા !
અમારો પારથી બનજે, અરે ઓ બાંસુરીવાળા !

## રોનારાંને !

અયે આલમતણા લોકો ! રડો છો વ્યર્થ આ શાને ?
જુદાઇ જીન્દગી ભરની, ત્હમો નીચે હું અશ્માને.
અમારી જીન્દગી સુધી, ત્હમોને ના હતી પરવા;
હવે નાહક બધાં આવી, ભીંજાવો ખાક શું કરવા ?
હમારા વસ્લના જામો, ત્હમોને ઝહેર સમ લાગ્યા;
હમારા ખુનના જામો, ભરી પીતાં નહિં થાકયા.
સુની ભસ્મો અમારી એ, સ્મશાને છો પડી રહેતી;
ઉડે આલમ બધામાં છો, નહિ ત્હમને હવે નડતી.

હતો સમ્બન્ધ જ્યહાં સુધી, હતી આ દેહ માયાવી;
હવે સમ્બન્ધ એ છૂટયો, છૂટયો સંસાર માયાવી.
પુર્યુંતું પીંજરે પંખી, જીગર કચરી બિચારાનું;
તુટયું એ પીંજરૂં છૂટયું, રઝળવાને બિયાબાને.
મુકદ્દરમાં હતું તેવું, બન્યું ના, ના હવે રડશો;
ત્હમારી ખોટી બાજીથી, હવે ના, ના કંદિ ઠગશો.
હવે ના વેરશો પુષ્પો, અમારી કબ્રપર આવી;
હવે ના સારશો અશ્રુ, અમારી ખાકપર આવી.

## મહદ્ પુજન.

અમોએ આદર્યું પૂજન, અરે ઓ હિન્દના દાદા!
અમોને વ્હાલું એ પૂજન, અરે ઓ હિન્દના દાદા!
હતી તિમીરમય રાત્રિ, અરૂણ શો દેશ ઉદયના;
પ્રકટીયા પૂર્વમાં રૂડા, અમારા હિન્દના દાદા!
સહીને સંકટો ઝાઝાં, મુકીને સુખડાં આઘાં;
અડગ રહી કાર્ય બહુ કીધાં, અરે ઓ હિન્દના દાદા!
હતા હનુમાનના હૃદયે, અને રોમે વસેલા રામ;
ત્હમારા હૃદયને રોમે, અમારો દેશ ઓ દાદા!
અતિ અજ્ઞાન અંધારે, હતો ભારત બધો ઘોર્યો;
ફરી ફરી દેશ ઢંઢોળ્યો, અરે ઓ હિન્દના દાદા!
પ્રભુ જન્મે યુગે યુગે, અબળને રક્ષવા કાજે;
અમોને રક્ષવા કાજે, ત્હમારો જન્મ ઓ દાદા!

સહુ હિન્દી તણાં હૈડાં, વિલસતાં હર્ષથી આજે;
અને આશિષ એ અર્પે, ચિંરજીવી થજો દાદા !
પ્રભુ તું રક્ષજે દાદા, વયોવૃદ્ધ હિન્દના દાદા !
રહો કુશળ ત્હમે દાદા, સદા સાદા અયે દાદા !

# અમારા ધર્મને માટે.

ગજાવીશું બધી આલમ; અમારા ધર્મને માટે.
ધ્રુજાવીશું બધી આલમ. અમારા ધર્મને માટે.
શીરે અતિ સંકટો સહીશું, અરણ્ય કાંતો આથડશું;
છતાંએ યત્ન આદરશું; અમારા ધર્મને માટે.
સજયા છે ધર્મના વાધા, વિભૂતી ધર્મની ધારી;
અડગ રહી ચાલશું આગે; અમારા ધર્મને માટે.
અમારો ધર્મ પ્રાચી છે, અમારા મંત્ર છે જુના;
પૂરાણાં ધૈર્ય ધારીશું; અમારા ધર્મને માટે.
ભલે બબડે જનો ઝાઝા, નથી પરવા અમોને તો;
ઉરે નથી અન્ય કંઇ વાંચ્છા; અમારા ધર્મને માટે.
ગૃહીને વેદનાં શસ્ત્રો અમે બનશું જ સૈનિકો;
બતાવીશું અતિ શૌર્ય; અમારા ધર્મને માટે.
નથી કંઇ દેહની પરવા, નથી ઇચ્છાજ વૈભવની;
ઉરે તો આશ એકજ છે; અમારા ધર્મને માટે,
જીવીશું ધર્મને માટે, મરીશું ધર્મને સાટે,
(બસ.) અમારો મંત્ર એકજ છે. અમારા ધર્મને માટે.

# વીરપૂજા.

### ગઝલ.

આજે પૂજન દાદા તણું, અમ દેશ માંહી આદર્યાં,
સેવા અને સામગ્રીમાં, અમ હેત હૈયાં પાથર્યાં.
સાધન અધૂરાં છે છતાં, પૂજન અમે તો આદર્યાં;
સાધન અધૂરાં છો રહ્યાં, હૈયાં પૂરા પ્રેમે ભર્યાં.
સ્વદેશ ભક્તિ રક્તથી, જ્હેની રગેરગ છે ભરી;
એ પરમ પુનિત વીરની, પૂજા અમે છે આદરી.
નિજ દેશ કેરા હિતમાં, નિજ હિતને જ્હેણે ગણ્યું;
મોંઘા અમૂલા વીરનું, પૂજન અમે છે આદર્યું.
જે હૃદય રાચ્યું સર્વદા, કાર્યો કરી પરહિતનાં;
એ દિવ્ય, ચારૂ, હૃદયને, પ્રેમે અમે અહિં પૂજતા.
ઓ સંત! ૠષિ! મહર્ષિઓ! આવો તમે અમ મંડપે;
"દિર્ઘાયુ ભવ" આશિશ દો, જ્યહાં આદર્યું પૂજન અમે.
સતિઓ સહુ ભારતતણી! રહી સ્વર્ગથી નિહાળજો;
પુષ્પે ભર્યા શુભ થાળ તમ, દાદા પરે વરસાવજો.
ભારત તણા ભાવિક જનો, આવો સહુ યુથે મળી;
નામો સહુ વીર ચર્ણમાં, નમતાં હૃદય, શિર્ષો લળી.
બ્હેનાં! દુહિતા! દેવિઓ! કુમકુમ ભરી થાળો ગ્રહી;
કુમકુમ ઉડાડો મંડપે, જ્યહાં આદરી પૂજન વીધિ.

# વિદાય.



ગઝલ.

હવે ના રોકશો બાપુ ! હવે ના શોધશો બાપુ !
ન અશ્રુ સારશો બાપુ ! અમે જાશું અમે જાશું.
ત્હમારા શુન્ય સંસારે, હવે ના પ્રેમ કાંઇ છે;
રહેવું પ્રેમવીણ શાને ? અમે જાશું અમે જાશું.
હવે ના ખેંચશો આંખો, ગમનની મુજ દિશાએ;
હવે ના ભાળશો કો'દિ, અમે જાશું અમે જાશું.
ભલે રોજો, ભલે રોજો, હૃદય હલકું થવા દેજો;
અમોને વિસારી જાજો, અમે જાશું અમે જાશું.
સગાં સંસારનાં સર્વે, ત્હમારાં લુછશે અશ્રુ;
અને વળી સુખડાં દેશે, અમે જાશું અમે જાશું.
નવામાં લીન તો થઇને, જુનું સર્વ વિસારીને;
દુ:ખી ફીટી સુખી થાજો, અમે જાશું અમે જાશું.
હતું આ કુમળું હૈયું, હતાં આ પ્રેમીલાં નેત્રો;
હવે થાકયાં હૃદય નેત્રો, અમે જાશું અમે જાશું.
હવે સંસારની કુંજો, ભરેલી દુ:ખથી ભાસે;
વનોની રમ્ય કુંજોમાં, હવે જાશું હવે જાશું.
જઈ ગંગા તણે તીરે, મઢૂલિ બાંધશું હાવાં;
ખુદાનાં ગીતડાં ગાવા, હવે જાશું હવે જાશું.
ગીરિની કુહરો માંહિ, બિછાવીશું શીલા રૂડી;
ગજાવાને ગવ્હર બધી એ, હવે જાશું હવે જાશું,

સરિતાનાં મૃદુ ગાનો, મધુરા પંખિના નાદો;
ખુદાના સાદને સુણવા, હવે જાશું હવે જાશું.

# ભાવિચક્ર.

ગઝલ.

આજે હશે તરૂ વાટિકા, જંગલ થઇ કાલે જશે,
સુંદર સલિલ સરિતા વહે જ્યહાં, કાલ ત્ય્હાં ધૂળ ઉડશે;
હય ગજ તણા ખોંખારને, ઘોંઘાટ જ્યહાં સેવક તણા,
બીજે દીને થઈ પાય પ્યાદલ, ભીખ તો માગે ઘણા.
સંસારકેરા ચક્રની, ના ખબર કોઇને પડે,
શું નિરખીયું, નિહાળીશું, તે ગુહ્ય ચાવી ના જડે;
રાક્ષસ સમાન કરાલ કાળની, ફાળનો ભય છે જહીં,
શા માટ છોડી ઉચાટને, શૂભ વાટને કરતા નહીં?
આખર થવું છે ખાક, કે માટી મહીં મળી જાવું છે,
છે રાહ છેલ્લો સર્વ કાજે, મૃત્યુ તો નિર્માયું છે;
અભિમાન છોડી દ્રષ્ટિ જોડી, ઇશ સાથે કાં તમે?
લેતા નથી જે રાહ સીધો; દુઃખ ટળે પ્રભુને ગમે.
સુમાર્ગમાં ચાલે અહિં, પ્રભુદ્વાર ત્હેને સુખ છે,
કુમાર્ગ પથમાં વિચરેથી, અહીં તહીં અતી દુઃખ છે;
હે! આર્યબંધુ! આર્ય દેશે, ઉદ્દભવે અતિ શ્રેય જે,
તે લાભ સ્વર્ગીય સુખ તણો, ને ઇશકૃપા પામો ત્હમે.

# અમારા કર્મને માટે.

ગઝલ.

ડરીશું નહીં અમે કોથી; અમારા કર્મને માટે.
ઝુઝીશું તો અમે સૌથી, અમારા કર્મને માટે.
નથી જીવિતની આશા, નથી મરવા તણી પરવા;
અડગ આ હામ ભીડી છે; અમારા કર્મને માટે.
નથી ધન માલની વાંચ્છા, નથી દરકાર દુનિઆની;
સગાંના સ્નેહ છોડીશું; અમારા કર્મને માટે.
અમારાં જ્ઞાન છે શુચિ, અમારાં કર્મ ચારૂ છે;
ઉરે પણ ધ્યાન એકજ છે; અમારા કર્મને માટે.
ભલે દુનિયા હવે અમને, નથી પરવા અમોને તો,
નથી કંઇ અંતરે ઇચ્છા; અમારા કર્મને માટે.
સહીશું ટાઢ ને તડકા, સહીશું સુખને દુઃખો,
છતાં એ કાર્ય તો કરશું; અમારા કર્મને માટે.
ફરીશું જંગલે જંગલ, રખડશું રાન વેરાને,
પરંતુ ધ્યાન નહિ છૂટે; અમારા કર્મને માટે.
નીજાનંદે રહેનારા, નીજાનંદે સદા રહીશું,
હૃદયમાં એક છે ઈચ્છા; અમારા કર્મને માટે.



# વીરાંગના.

### ગઝલ.

" વ્હાલા! અતિશય હોંશ છે, તમ સંગ યુધ્ધે આવવા,
" શત્રુ તણાં શીરચ્છેદવાને, ક્ષાત્ર ધર્મ બજાવવા;
" છું તમતણી દાસી અને અર્ધાંગના હું આપની,
" એ અંગ અર્ધું જાય છે, તો દેહ આ શા કામની?
" મમ હૃદયમાં છે કોડ, રહિને જોડમાં લડવા તણા,
" સ્વામિતણીં ગની ઢાલ, ઝીલવા ઘાવ સહુ દુશ્મન તણા;
" સમરાંગણે રહિ સાથમાં, લઢશું અગર મરશું સુખે,
" ક્ષત્રી મરે છે યુદ્ધમાં, નામર્દ જન ઘરમાં મરે.
" કેશરભિના! મમ કંથ, કોડિલા! આ કોડ પુરા કરો,
" અરિ સૈન્યને સંહારવા, સ્વામિની સંગે સંચરો;
" હું આવવાથી આપના બળમાં નહિં ખામી પડે,
" દુનિઆ બધી છો જાણતી, જંગે શૂરી સ્ત્રીઓ લડે."
" રાણી! જો સંભળાય છે શર તણા નાદો અતિશે અહિં,
" મૂકીદો હઠ કામની તમ તણી, આવા પ્રસંગો મહિં;
" ક્ષત્રીઓ જીવતાજ છે જગમહિં, શસ્ત્રો હજુ ચાલતા,
"ત્યહાં સુધી મધુરાનને! તમ તમ તણાં,છે કાર્ય ત્યહાંતોજ ના.

* * * * *

દૃષ્ટાન્તો અધિકાં દઈને, વ્હાલીને સંતોષતો;
સમાધાન કરી પ્રિયાનું, સ્વામિ સંચરતો હવો.



# ભુલેલીને.

ગઝલ.

ભરમાય ભુંડી ભમરમાં ભુંડાયથી ભટકે હવે,
ભુલી ભરૂસે ભિંત તો, આ આંશુ સારે શું સરે ?
ઉજળું બધુંએ દુધ એવું માનિ માનેલું મને,
ડહાપણુ ભરી મૂર્ખાઇએ જાણી જણાવી શું કરે ?
ચોપડે દેખ્યો ચડયો ના શું નફો નુકશાન શું,
ખેંચતાં બાકી રહ્યું બાકી મહીં આ શુન્ય શું ?
વેપાર થોડો પણુ નજર તો ઉંચી ને ઉંચી રહી,
છપ્પન વખારો ને જુવો તો કુંચીઓ ભારો રહી;
રૂપમાં લોભાઈ લોભી લાલચુ લલચાવના,
લલચાઈ મુડી મુળની સૌએ ગઇ લલચાવતાં.
ન્હાઇ નાગો શું નીચોવે કહેતી એ જગની રૂડી,
ભરમાઈ ભુલી તો પછી કાં આંસુ ખેરે તું અલી !

# અલી જાશે તો શું થાશે.

ગઝલ.

જરા દીદાર દેખાડી અલી જાશે તો શું થાશે;
દિવાની દિલ દિલબરને દઇ જાશે તો શું થાશે.
તસવ્વર ચાંદ સમભાળી, મરે છે આશ પર આશક;
લબોથી લબ મીલાવી બોસો દઇ જાશે છો શું થાશે.

બની મસ્તાન તું ગુલ્તાન ભુલી નિજ દેહનું પણ ભાન;
ડુબેલું ઇશ્કમાં એકગાન ગઇ જાશે તો શું થાશે.
નઝર કર મહેરબાનીથી જરા બીમારની ઉપર;
શરાબી જામની પ્યાલા દઇ જાશે તો શું થાશે.
નહીં રિદ્ધી નહીં સિદ્ધી હકુમત માલ ના દોલત.
ફકત ત્હારીજ છું એ લબ્ઝ કહી જાશે તો શું થાશે.



# કીસ્મત!



ભેરવી-ગઝલ.

કહાં તું જાય છે દોરી દગાબાજી કરી કીસ્મત!
ભરોસે તેં લઇ શાને? આ હરૂરાજી કરી કીસ્મત. ૧
થવા નિજરૂપ દુનિયાંમાં ઉતરવાનું ઠર્યું કીસ્મત!
કરી તુજરૂપ રંજાડી લપેટી ઘા કરે કીસ્મત. ૨
ચલાવી પુષ્પમાલા પર નીચે સર્પો ભર્યા કીસ્મત!
સનમદીદારમાં નાખી પલક જુદાઇની કીસ્મત. ૩
લગાડી કાર્ય કારણની બરાબર સાંકળો કીસ્મત!
ભરાવ્યા ત્યાં શી રીતે તેં ઉલટના આંકડા કીસ્મત. ૪
પિછાની બે અને બેને કહીને ચાર. હે કીસ્મત!
લખાવ્યા હાથથી શાને! તેં બે ને એક આ કીસ્મત. ૫
ગણી મારૂં વળી મારૂં ભર્યું દિલ પ્રેમથી કીસ્મત!
તથાપિ ત્યાં ભર્યું શાને? શી રીતે? ઝેર તે કીસ્મત. ૬

ફરી આશા તણો પાયો ચણાવી તે ઉપર કીસ્મત !
કહીં ? કયારે ? લીધો તાણી એ પાયો તે અરે કીસ્મત. ૭
મૂકાવી ને માંડે ખોળે ભરોસે શીશ હે કીસ્મત !
કપાવી શી રીતે ગરદન વહે ના ખૂન પણ કીસ્મત. ૮
ઉઠાવી અસ્તિથી દિલને લગાડયું નાસ્તિમાં કીસ્મત !
દરદદિલ રોવું ત્યાં એ તેં વગોવાવું ભર્યું કીસ્મત. ૯
વહે આંખો ગળી ધારે–ધુવે દિલ દાગને કીસ્મત !
ખુદાઇની મીઠાઇમાં ભરી ખારાઇ કયાં કીસ્મત. ૧૦
મુંડાવી કે રંગાવી ને કરાવ્યો ત્યાગ તેં કીસ્મત !
તથાપિ ત્યાં બઝાડી શી ! ઉપાધિ બેવડી કીસ્મત. ૧૧
મુખે અદ્વૈત ઉચ્ચારી લહી મનથી પૃરૂં કીસ્મત !
કવિતા આ બકાવાનું ર્ચ્યું શેં દ્વૈત તેં કીસ્મત. ૧૨
કહીં કહીં આ દગાબાજી કરે હા ના તું શું કીસ્મત !
મને માલીકના કાને પડે ભણકાર ત્યાં કીસ્મત. ૧૩
રમાડયો આ દગાબાજી વિષે બહુ છું ખુશી કીસ્મત !
મળ્યો માલીક વેચાયો: કરી લે ચાહે તે કીસ્મત. ૧૪

મરહુમ પ્રો. મણિલાલ નભુભાઈ દ્વિવેદી, બી. એ.

## બોધ.

### ગઝલ.

ગુજારે જે શિરે ત્હારે, જગતનો નાથ તે સ્હેજે,
ગણ્યું જે પ્યારૂં પ્યારાએ અતિ પ્યારૂં ગણી લેજે.

દુનીઆંની જાુડી વાણી વિશે જો દુઃખ વાસે છે,
જરાએ અંતરે આનંદ ના ઓછો થવા દેજે.
કચેરી માંહિ કાજીનો નથી હિસાબ કોઈનો,
જગત્ કાજી થઇને તું વહોરી ના પીડા લેજે.
જગતના કાચના યંત્રે ખરી વસ્તુ નહિ ભાસે,
ન સારા કે નઠારાની જરાએ સંગતે રહેજે.
રહેજે શાંતિ સંતોષે સદાએ નિર્મળે ચિત્તે,
દિલે જે દુઃખ કે આનંદ કોઇને નહિ કહેજે.
વસે છે ક્રોધ વૈરી ચિત્તમાં તેને તજી દેજે,
ઘડી જાયે ભલાઈની મહા લક્ષ્મી ગણી લેજે.
રહે ઉન્મત્ત સ્વાનંદે ખરૂં એ સુખ માની લે,
પીએ તો શ્રી પ્રભુના પ્રેમનો પ્યાલો ભરી પીજે.
કટુ વાણી સુણે જો કોઇની વાણી મીઠી કહેજે,
પરાઈ મૂર્ખતા કાજે મુખે ના ઝેર તું લેજે.
અરે પ્રારબ્ધ તો ઘેલું રહે તે દૂર માગે તો,
ન માગે દોડતું આવે, ન વિશ્વાસે કદી રહેજે.
રહી નિર્મોહી શાંતિથી રહે એ સુખ મોટું છે,
જગત્ બાજીગરીનાં તું બધા છલગલ જવા દેજે.
પ્રભુના નામનાં પુષ્પો પરોવી કાવ્યમાલા તું,
પ્રભુની પ્યારી ગ્રીવામાં પહેરાવી પ્રીતે દેજે,
કવિ રાજા થયો શી છે પછી પીડા તને કાંઈ,
નિજાનંદે હમેશાં બાલ મસ્તીમાં મજા લેજે.

બાલાશંકર ઉલ્લાસરામ.

# અમર આશા.

## ગઝલ–ભૈરવી.

કંઇ લાખો નિરાશામાં અમર આશા છુપાઈ છે!
ખફા ખંજર સનમનામાં રહમ ઉંડી લપાઇ છે!–કંઈ૦
જુદાઇ જીંદગી ભરની કરી રો રો બધી કાઢી,
રહી ગઇ વસ્લની આશા, અગર ગરદન કપાઈ છે–કંઇ૦
ઘડી ના વસ્લની આવી, સનમ પણ છેતરી ચાલી,
હજારો રાત વાતોમાં, ગમાવી એ કમાઈ છે–કંઈ૦
ઝખમ દુનીયાં ઝબાનોના, મુસીબત ખોફનાં ખંજર,
કતલમાં એ કદમબોસી, ઉપર કયામત ખુદાઈ છે–કંઇ૦
શમા પર જાય પરવાના, મરે શીરીં ઉપર ફરહાદ,
અગમ ગમની ખરાબીમાં મઝેદારી લુટાઈ છે–કંઈ૦
ફના કરવું ફના થાવું, ફનામાં શહુ સમાઇ છે,
મરીને જીવવાનો મંત્ર, દીલગરની દુવાઈ છે–કંઈ૦
ઝહરનું નામ લે શોધી, તુરત પી લે ખુશીથી તું,
સનમના હાથની છેલી હકીકતની રફાઈ છે–કંઇ૦
સદા દિલના તડપવામાં સનમની રાહ રોશન છે,
તડપતે તૂટતાં અંદર ખડી માશુક સાંઈ છે–કંઈ૦
ચમનમાં આવીને ઉભો ગુલોપર આફરીં થઈ તું,
ગુલોના ખારથી બચતાં બદનગુલને નવાઇ છે–કંઇ૦
હજારો ઓલીયા મુરશિદ ગયા માશૂકમાં ડૂલી,
ન ડૂલ્યા તે મુવા એવી કલામો સખ્ત ગાઈ છે–કંઈ૦

મણિલાલ.

# અમો મસ્તાન.



ગઝલ.

જીગરનો યાર જુદો તો બધો સંસાર જુદો છે,
બધા સંસારથી એ યાર બેદરકાર જુદો છે.
ગણું ના રાવ રાયાને ગણું ના આખી દુનિયાંને.
પરંતુ જાન આ પર પ્યારીનો અખ્ત્યાર જુદો છે.
હજારો બોધ મંદિરો મહીં નિત્યે ભલે થાજો,
અમો મસ્તાનના ઉસ્તાદનો દરબાર જુદો છે.
બધા પરકાર તુફાને થઈ ચંચલ ચુકે નિશાન,
અમારા ચિત્તનો ચારૂ અચલ પરકાર જુદો છે.
ઘડીભર બેશ બતલાવું, શીખાવું પ્રેમનો જાદુ,
અમો જાદુગરોનો યાર જો બાઝાર જુદો છે.
શીખે જો પ્રેમ પૂરો તોજ અચલ અભેદ પામે તું;
નથી જ્યાં પ્રેમ જ્યાં છે ભેદ, એ વ્યવહાર જુદો છે.
ભલે ને માહરા પંથે બધાએ દુઃખને દેખે,
મને તો સુખ સાગર લ્હેરીનો કંઈ ખ્હાર જુદો છે.
થયો જે પ્રેમમાં પુરો થયો છે મુકત સરવેથી,
મહા મસ્તાન જ્ઞાનીના મગજમાં તાર જુદો છે.

બાલાશંકર ઉલ્લાસરામ.

સમાપ્ત.

## જનસમાજમાં ખાસ વખણાયેલી

# નવલકથાઓ.



| | |
|---|---|
| ગુર્જરી—મુંબાઈની શેઠાણી. સચિત્ર | ૨—૦—૦ |
| મિલન—મંદિર. ( સચિત્ર. ) | ૨—૦—૦ |
| કુમુદકુમારી. ( સચિત્ર. ) | ૨—૦—૦ |
| રતિસુંદરી. ( સચિત્ર. ) | ૨—૦—૦ |
| રત્નગઢની રંભા. ( સચિત્ર ) | ૨—૦—૦ |
| સરોજસુંદરી—સુધરેલો જમાનો. | ૧—૮—૦ |
| સ્ત્રીઓની રંગભૂમિ. | ૧—૮—૦ |
| સંસાર શેત્રંજ ભાગ ૧ લો. | ૧—૮—૦ |
| સંસાર શેત્રંજ ભાગ ૨ જો. | ૧—૮—૦ |
| સંસાર શેત્રંજ ભાગ ૩ જો. | ૨—૦—૦ |
| કર્મ—બન્ધન યાને વિધવાની કર્મકથા. | ૧-૮-૦ |
| વીર રાઠોડ (વિરરસથી ભરપૂર) | ૧-૧૨-૦ |
| વિધિનું વિધાન. ( સચિત્ર ) | ૧-૮—૦ |
| કુંદન અને કુસુમ ભાગ ૨ થી ૮ દરેક ભાગની | ૧—૦—૦ |
| સરસ્વતી (સામાજિક નવલ.) | ૧—૪—૦ |
| વનવાસિની. (ઐતિહાસીક) | ૧—૪—૦ |
| કુસુમલતા. | ૧—૦—૦ |
| કુલિનકાન્તા. | ૧—૦—૦ |
| કુસુમકુમારી. | ૧—૦—૦ |
| માનવ શયતાન. | ૧—૮—૦ |
| પ્રેમપિંજર કે ખુની ખંજર. | ૧—૦—૦ |
| સન્મિત્ર કે શયતાન. | ૧—૦—૦ |
| વસંત—વિહાર. (ગઝલનો ભંડાર) | ૧—૪—૦ |